# રસૂલુલ્લાહની ભવિષ્યવાણીઓ

ઉર્ફે

# કયામતની નિશાનીઓ



સંપાદકઃ—

અહમદ મુહંમદ હથુરણી



પ્રકાશકઃ—

મુહંમદ યૂસુફ સીદાત ચાસાવાલા

પી. ઓ. બોક્સ ૧,

પોનેલા

( ન્યાસાલેન્ડ )

ઓવર સીઝ ઈસ્લામી ગ્રંથમાળા—મણકો સાતમો

# "રસૂલુલ્લાહની ભવિષ્યવાણીઓ"

ઉર્ફે

## "કયામતની નિશાનીઓ"


ઉર્દૂ સંપાદક...મવલાના મવલ્વી આશિક ઈલાહી બુલંદ શહરી

ગુજરાતી સંપાદક....................અહમદ મુહમ્મદ હથુરણી

પ્રકાશક................................મુહમ્મદ યૂસુફ સીદાત

મુદ્રક....................અબ્દુલ્લાહ ફખ્રુદ્દીન સૈયિદ "નાદી"

મુદ્રણાલય......................મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સૂરત

પૃષ્ઠ............... ...........૧૩૪

સાઇઝ...........................ક્રાઉન ૧૬ પેજી

આવૃત્તિ.......................પહેલી

પ્રત..........................૨૦૦૦

તારીખ.........................૨૨-૬-૫૪

કીમત.................રૂ. ૨-૮-૦

આફ્રીકામાં..............શી. ૫/-




# રસૂલુલ્લાહની ભવિષ્યવાણીઓ

ઉર્ફે

# કયામતની નિશાનીઓ



મૂળ ઉર્દૂ સંપાદકઃ—

મવલાના મવલ્વી મુહમ્મદ આશિક ઈલાહી
બુલંદ શહેરી મઝાહિરી.

# આ પુસ્તક મળવાના ઠેકાણાં

ઇન્ડિઆ:-

Hilal Book House. Jinnah Road,
Surat (India)

બર્મા:-

HaJee Ismail Mohamed Lasania.
60-26 Th Street, Rangoon.
(Burma)

ન્યાસાલેન્ડ:-

Mohamed Yoosuf Seedat,
P. O. Box 1, Mponela (Nyasaland)

સાઉથ આફ્રીકા:-

Paramount Whole salers,
7, Kort Street. Johannesburg.

મોમ્બાસા:-

Ishaq Omar,
P. O. Box 159, Mombasa.
(B. E. Africa)



# કયામત કયારે આવશે?

હદીસની પ્રખ્યાત સનદી કિતાબ "તિરમિઝી" માં છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું:—

"જ્યારે ગનીમતના માલને બાપનો માલ સમજવામાં આવે, અમાનતને પચાવી પડાવામાં આવે, ઝકાતને દંડ તરીકે સમજવામાં આવે, દીની તઅલીમને દુન્યાની કમાણી માટે હાસિલ કરવામાં આવે, ઇન્સાન પોતાની બૈરીની તાબેદારી કરવા લાગે, પોતાની માને સતાવવા લાગે, દોસ્તોને બાપ કરતાં સારો સમજે, મસ્જિદોમાં દુન્યાની વાતોનો શોર થવા લાગે, બદ–દીન માણસો ખાનદાનના ઉપરી બની જાય, નીચ માણસો સમાજના સલાહકાર બની જાય, શરારત–ખોરોનું માન વધી જાય, નાચ ગાયન ઉભરાઈ જાય, સંગીતના સાધનોની રેલછેલ થઈ જાય, લોકો ભર બઝારે શરાબ પીવા લગે, બદકારીના કામો છડેચોક થવા લાગે, તો તે સમયે લાલ આંધીઓ, તોફાનો, ધરતીકંપો, દુકાળો અને સંકટોની રાહ જુઓ. ઝમીનમાં ધસી જવા, શકલો બગડી જવા અને આકાશ પરથી પત્થરોનો વરસાદ વરસવાની પ્રતિક્ષા કરો. પછી કયામતની બીજી નિશાનીઓ એક પછી એક એવી રીતે પ્રગટ થશે. જેમ હારની દોર તૂટી જાય તો દાણા પડવા લાગે."

એ બધી વાતોનો ખુલાસો આ કિતાબમાં વાંચો.



# પ્રસ્તાવિક

બધી સ્તુતિ જગતજનોના પાલનહાર અલ્લાહને શોભે છે. તેના યશોગાન થાઓ. અને દુરૂદ તથા સલામ તેના પ્યારા હબીબ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર થાઓ, જેઓ પર પયગમ્બરી ખતમ થઈ ચુકી. જેઓને ઇલ્મુલ–અવ્વલીન અને ઇલ્મુલ–આખિરીનથી સન્માનવામાં આવ્યા. તેઓની આલ, અવલાદ, અસહાબ અને અનુયાયીઓ ઉપર પણ અલ્લાહના દુરૂદ તથા સલામ.

ત્યાર બાદ : આ કિતાબમાં ઉભય જગતના સરદાર હઝરત મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના તે ઇરિશાદોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, જેમાં આપે ભવિષ્યમાં બનનારા બનાવોની આગાહી ફરમાવી હતી. એના વાંચન અને મનનથી હુઝૂર (સલ.)ના અપાર અને અસીમ ઉલૂમનો અંદાઝો થશે અને જણાશે કે આપે કયામતની જે નિશાનીઓ બયાન ફરમાવી હતી તે આજે શબ્દે શબ્દ પૂરી થઈ રહી છે.

અહકરે તે ઇરિશાદોને ભેગા કરવાનો ખાસ ખ્યાલ રાખ્યો છે જે વર્તમાન સમયમાં બની રહયા છે અને શબ્દે શબ્દ સાચા ઠરી રહયા છે. અથવા ભવિષ્યમાં બનનારા બનાવોની પ્રસ્તાવના રૂપ છે.

આપણા ગયર મુસ્લિમ ભાઈઓને પણ આ બનાવોથી લાભ થશે. અને તેઓ એને વાંચીને યકીન કરી લેશે કે અલ્લાહના પ્યારા હબીબ હઝરત મુહંમદ (સલ.) હકીકતમાં તે બધા ઈન્સાનોના સરદાર હતા, જેઓને તે હકીકી માલિક સાથે ખાસ સંબંધ હતો. કેમકે આજથી સાડા તેર સો વરસ પૂર્વે આઈન્દા ઝમાનામાં ફાટી નિકળનારા ફિત્નાઓ, ઉંધા માર્ગે દોરનારા લીડરો, વિશ્વવ્યાપક અકસ્માતો, આફતો, સંકટો અને બલાઓથી બા-ખબર કરી દેવું અને એવા આત્મવિશ્વાસ તથા યકીન સાથે બયાન કરવું કે જાણે આંખોથી જોઈને બયાન કરી રહયા છે. એ એવાજ ઇન્સાનનું કામ હોય શકે છે જેને ખુદાએજ ઇલ્મની દવલતથી માલામાલ કર્યો હોય.

જ્યોતિષી અને નજુમી પણ બે-શુમાર ભૂલો કરી જાય છે અને કાહિન પણ અગણિત ખોટી ખબરો આપી દે છે. પરંતુ દુન્યાના માર્ગદર્શક હઝરત મુહંમદ (સલ.)ની એક ભવિષ્યવાણી પણ આજ સુધી ખોટી સાબિત થઈ નથી, અને થઈ પણ શી રીતે શકે જ્યારે કેઃ **"વમા યનતિકુ અનિલ હુવા, ઈન હુવા ઈલ્લા વહયુંય યૂહા."** એ આપની શાન છે.

આ ભવિષ્યવાણીઓ તે હઝરત (સલ.)ના ઇલ્મ રૂપી વિશાળ સમુદ્રનું એક ટીપું અને **અલ્લમક મા લમ તકુન તઅલમ** ખુદાઈ ઇલ્મ)નો એક નાનકડો નમુનો છે.

હઝરત હુઝૈફહ રદીયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે; "એક વેળા ખુદાના રસૂલે (સલ.) ઉભા થઈને કયામત સુધી બનનારી દરેકે દરેક વાત બતાવી દીધી જેને મારા આ સાથીઓ (માનવંતા સહાબા) જાણે છે. ફરી જેણે યાદ રાખ્યું તેને યાદ છે. અને જે ભૂલી ગયો તે ભૂલી ગયો." પુનઃ ફરમાવ્યુંઃ "ખુદાના રસૂલે (સલ.) દુન્યાના અંત સુધી આવનારા ગુમરાહીના દરેક તે લીડરનું નામ બતાવી આપ્યું હતું જેના સાથીઓ ત્રણ સો અથવા તેથી વધુ પાકશે અને તેના બાપ તથા કુટુમ્બ કબીલાનું નામ પણ બતાવી આપ્યું હતું." (મિશ્કાત)

જે સજ્જનો વર્તમાન યુગની આફતો અને સંકટોથી તંગ બનીને ભવિષ્ય તરફ મીટ માંડી રહયા છે અને વારંવાર ઉચ્ચારતા રહે છે કે: જુઓ આઇન્દા શું બનનાર છે ! તેઓએ આ કિતાબનો અભ્યાસ કરી સાચા ભવિષ્યવેત્તા હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઇરશાદો ઝુરૂર મઅલૂમ કરવા જોઈએ.

સુગ્ન વાંચકોની સેવામાં નમ્ર વિનંતી છે કે તેઓ ઉર્દૂ સંપાદક (ગુજરાતી સંપાદક) પ્રકાશક (અને મુદ્રક)ને પોતાની ખુસૂસી દુઆઓમાં હંમેશા યાદ રાખે.

**મુહંમદ આશિક ઈલાહી બુલંદશહેરી.**

૨૦—સફ્ર ૧૩૭૦ હિજરી.

અનુવાદક : **અહ્મદ મુહંમદ હથુરણી પોટચેફસ્ટરૂમ (ટ્રાન્સવાલ)**

૧૫—જાન્યૂઆરી ૧૯૫૪.



# "રસૂલુલ્લાહની ભવિષ્યવાણી"

## ઉર્ફે "કયામતની નિશાનીઓ"ની

## ફિહરિસ્ત

# રસૂલુલ્લાહ (સલ.)ની ભવિષ્યવાણીઓ
## ઉર્ફે
## કયામતની નિશાનીઓ





### ઇસ્લામનું નામ રહી જશે
### કુર્આનના શબ્દો રહી જશે
### આલિમોથી ફિત્નો પેદા થશે

હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"લોકો પર બહુ જલદી એવો ઝમાનો આવનાર છે જ્યારે ઇસ્લામનું ફક્ત નામ રહી જશે. અને કુર્આન પઢવાનો માત્ર રિવાજ જ રહી જશે. તેઓની મસ્જિદો [ઇલેક્ટ્રીક પંખાઓ, સુંદર મુસલ્લાઓ, મખમલના ગાલીચાઓ, ઉંચા ઉંચા મીનારાઓ, મનહર મિમ્બરો, ખૂબસૂરત ચિત્રકામો અને ઝળહળતી લાઇટોથી] શણગારાએલી તથા શોભાવાએલી હશે. પરંતુ હિદાયત [અને ઇસ્લામી અસરો]ની દ્રષ્ટિએ છેક જ વેરાન અને ઉજ્જડ હશે. તેઓના ઉલમા [અને ઇમામો] આકાશ તળે વસનારાઓમાં સૌથી વધુ બુરા હશે. એ ઉલમાઓથી ફિત્ના પયદા થશે, અને ફરી તેઓમાં જ પાછા આવી જશે." (બયહકી)

સ્પષ્ટીકરણ :–"ઇસ્લામનું ફક્ત નામ રહી જશે." એની મતલબ એ છે કે લોકોમાં ફક્ત ઇસ્લામી ચીઝોના નામ અને વિધીઓ અને રિવાજો બાકી રહી જશે. ઇસ્લામી ઇબાદતોના આત્માથી તેઓના દિલ કોરાં હશે. ઇસ્લામી વિધીઓની હકીકતથી તેઓ અજ્ઞાત હશે. ઇસ્લામી કામોની અસરથી તેઓના દિલ ખાલી હશે. ઇબાદત અને પૂજા પાઠની ક્રિયાઓ તથા વિધીઓ જ નામ પુરતી રહી જશે. તેની હકીકત, તેના હાર્દ, તેની અસર અને તેની રૂહથી લોકોના દિલ સુના હશે. જેમકે ચાલુ ઝમાનામાં આપણે પોતાની સગી આંખે જોઈ રહ્યા છીએ કે આજકાલ નમાઝ, રોઝહ, ઝકાત અને હજ્જ વગેરેનું ફક્ત નામ જ નામ બાકી રહી ગયું છે. આપણે તેની હકીકત અને રૂહથી અજ્ઞાત છીએ. તેની અદાયગીની જે રીતો અને તરીકાઓ હુઝૂરે (સલ.) બતાવેલા હતા તેનાથી કરોડો મુસલમાન કોરા છે. આજકાલ કુર્આન શરીફની તિલાવતનો ફક્ત રિવાજ બાકી રહી ગયો છે. લાખો મુસલમાનો દર રોઝ કુર્આન પઢે છે પણ તે તેઓના ગળાથી નીચે ઉતરતું નથી. આપણે તેના શબ્દો અને ખૂશ ઇલ્હાની તરફ વધુ ધ્યાન આપીએ છીએ. કોઈ કારી સાહેબ ખૂશ ઇલહાનીથી કુર્આન શરીફ પઢતા હોય તો આપણે નિરંકુશ રીતે વાહ! વાહ! પોકારી ઉઠીએ છીએ, અને કહીએ છીએ કે : "શાબાશ કારી સાહબ! માશા અલ્લાહ! આપ કેવું સરસ પઢો છો! આપના ગળામાં નૂર છે. આપને તો કમાલ કર દિયા." વગેરે. પણ કારી સાહેબ શું પઢ્યા છે? તેના માયના શું છે? તેના મર્મો, રહસ્યો અને અર્થો શું છે? તે જાણવાની આપણે કદિ દરકાર કરતા નથી. કુર્આન શરીફ આપણને શું કહે છે, શું હુકમો અને આજ્ઞાઓ આપે છે તથા કઈ કઈ વાતોથી અટકાવે છે તે કોઈની કલ્પના સુદ્ધામાં આવતું નથી.

મસ્જિદોને જુઓ કેવી ભવ્ય અને આલીશાન છે. તરહ તરહના શણગારોથી શોભી રહી છે. દીવારો પર ખૂબસૂરત નકશીઓ અને આકર્ષક ચિત્ર કામ બનાવેલું છે, દિલકશ ફર્શ અને મખમલના કીમતી

ગાલીચા પાથરેલા છે, સુંદર છતમાં મનહર ફાનુસો અને મુલ્યવાન હાંડીઓ લટકી રહ્યાં છે. ચિત્તાકર્ષક મુસલ્લા બિછાવેલા છે. ઇલેક્ટ્રીકના પંખાઓ અને સુશોભિત લાઇટો લટકી રહી છે. મતલબ કે આરામ તથા રાહતની દરેક વસ્તુઓ મવજૂદ છે. પરંતુ હિદાયતથી ખાલી છે. ઇસ્લામી અસરોથી કોરી છે. મુસલ્લી લોકો મસ્જિદમાં બેઠા બેઠા ગપ્પાં હાંકી રહ્યા છે. દુન્યવી વાતોના તડાકા ફેડાવી રહ્યા છે. દુન્યવી ઝગડાઓ અને અંગત અદાવતોનો ખાર મસ્જિદોમાં આવીને કાઢે છે. ઉપરાંત નિંદાઓ કુથલીઓ અને ગીબતો મસ્જિદોમાં સર્વ સામાન્ય થઈ પડી છે. જ્યાં જુઓ ત્યાં તેરી મેરી થઈ રહેલી દેખાશે. અને ઇમામો બાંગીઓ તથા મુતવલ્લીઓ તો મસ્જિદોને પોતાના બાપનું જ ઘર સમજી રહ્યા છે. અલ્લાહ પાક રહમ કરે. એનો વધુ ખુલાસો આગળ આવશે.

"આલિમોથી ફિત્ના પયદા થશે અને ફરી તેઓમાં જ પાછા આવી જશે." એની મતલબ એ છે કે ઉલમા લોકો બગડી જશે. સત્ય માર્ગ પરથી ભટકી જશે. અને હિદાયતનો ત્યાગ કરશે ત્યારે દુન્યામાં ફસાદ તથા અંધેર ઉભરાઈ જશે. અને તેના ઝપાટામાં ખુદ એ ઉલમા પણ આવી જશે. વળી એના બીજા અર્થ એમ પણ થાય છે કે ઉલમા લોકો, દુન્યાદારો, તવંગરો અને ઝાલિમોની મદદ કરવા લાગશે. પૈસાના લોભમાં તથા રૂપિયા કમાવાની લાલચમાં દુન્યાદારોની મરજી પ્રમાણે મસલા મસાઇલ બતાવશે. અને ફત્વાઓને પોતાના ગજવામાં લઇને ફરશે. ત્યારે ખુદ એ દુન્યાદાર લોકો જ તેઓની સાન ઠેકાણે આણી દેશે.

ઇબ્ને માજહની એક રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ઇરશાદ ફરમાવ્યો :—

"આઇન્દા મારી ઉમ્મતમાં એવા લોકો પયદા થશે જેઓ દીનનો ઇલ્મ હાસિલ કરશે અને કુર્આન પઢશે, ( ફરી માલદારો પાસે જશે ) અને કહેશે કે : " અમે તવંગરો અને શેઠીયાઓની પાસે જઇએ છીએ, તેઓ પાસેથી દુન્યા હાસિલ કરીએ છીએ અને આમ છતાં અમે અમારા દીન–ઇમાનને

સાચવીને તેઓથી અલગ થઈ જઈએ છીએ." (આગળ નબી (સલ.)એ ફરમાવ્યું કે:) "આમ કદિ બની શકશે નહિં." (એટલે માલદારોની સેવામાં પણ જાય અને દીન–ઈમાન પણ સલામત રહે એ કેમ બની શકે?) "જેવી રીતે કતાદ (એક કાંટાવાળું ઝાડ)થી કાંટા વગર બીજું કશું મળી શકતું નથી તેવી જ રીતે માલદારો, તવંગરો અને દુન્યાદારોની સુહબતથી ગુનાહ વગર બીજું કશું હાસિલ થઈ શકતું નથી."

(ઈબ્ને માજહ)

જે ઉલમાઓ, માલદારો, તવંગરો અને શ્રિમંતોની તહેનાતમાં જાય છે તેઓ ઘણું કરીને "ઓલમાએ–સૂઅ" એટલે ખરાબ આલિમો હોય છે. થોડાક પૈસાઓ અને રૂપરડીની લાલચમાં તેઓ માલદારો પાસે જાય છે અને પોતાનું માન ગુમાવી નાખે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદી.) ફરમાવ્યા કરતા :–

"અગર ઉલમા લોકો પોતાના ઈલ્મને સાચવતે અને હકદાર લોકોમાં પોતાના ઈલ્મને ખર્ચ કરતે તો ઝમાનાના સરદાર બની જતે. પરંતુ દુન્યા પ્રાપ્ત કરવા માટે તેઓએ પોતાના ઈલ્મને ખર્ચી નાખ્યો (એટલે પૈસાના લોભમાં પોતાનો ઈલ્મ વેચી માર્યો) જેથી તેઓ દુન્યાવાળાઓની નઝરમાં ઝલીલ અને તુચ્છ બની ગયા."

(મિશ્કત)

અન્ય સામાન્ય ઈન્સાનો પેઠે આજકાલના આલિમો પણ આખિરતની ચિન્તાથી નિર્ભય બની ગયા છે. અને આ ફાની જીવનને પોતાના ઈલ્મનો આશય બનાવી લીધો છે. આજકાલના ઉલમાઓનો મોટો ભાગ રાજદ્વારી લીડર બનવા, ખ્યાતિ મેળવવા અને પૈસા કમાવાની ધૂનમાં રાત ને દિવસ પ્રચુર બની ગયો છે. આજે બહુ જ ઓછા આલિમો મળશે જેઓ ખરી રીતે ઈસ્લામની તબ્લીગ કરી રહેલા હોય. વધુ ભાગે તેઓની એવી હાલત થઈ પડી છે કે જલસાઓ, સભાઓ અને

સમારંભોમાં ગાંધીવાદ, સમાજવાદ, સામ્યવાદ, રાષ્ટ્રવાદ, છોકરવાદ, ચિતંડાવાદ અને એવા અનેક વાદોની ચર્ચા અને પ્રચારમાં મશગૂલ થએલા તેઓ દેખાઈ રહ્યા છે. જ્યારે દીનવાદ, ઇમાનવાદ, ઇસ્લામવાદ, નમાઝવાદ, રોઝહવાદ અને એવા જ બીજા ધર્મવાદ માટે તેઓને મિનિટની પણ ફુરસત મળતી નથી. ઇસ્લામની તબલીગ તથા કલેમએ હકને બુલંદ કરવા માટે તેઓને કશી પડેલી નથી. ખુદાવંદ તઆલા દરેકને સદ્‌બુદ્ધિ આપે.

## મસ્જિદો શોભાવવામાં આવશે અને તેમાં દુન્યાની વાતો થશે.

હઝરત અનસ (રદી.)ની રિવાયતમાં છે કે હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

> "કયામતની નિશાનીઓમાંથી એક એ પણ છે કે લોકો મસ્જિદો બનાવીને ફખ્ર કરવા લાગશે." (અબૂ દાઉદ વગેરે)

સ્પષ્ટીકરણ :—આજકાલ જ્યાં જુઓ ત્યાં એજ હાલત દેખાઈ રહી છે. અને હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત મુજબ :—

> "તમે અવશ્ય મસ્જિદોને યહૂદીઓ તથા નસારાઓ પેઠે શણગારશો." (અબૂ દાઉદ)

ચિત્તાકર્ષક નકશી કામો, દિલફરેબ અને કીમતી ગાલીચાઓ, મનોહર ફાનુસો અને લાઇટો, હેદી પ્યમાન મુસલ્લાઓ, રંગબેરંગી ટાયલો, શોભાઓ અને શણગારો તથા રાહત અને આરામની તમામ વસ્તુઓ મસ્જિદોમાં મવજૂદ છે. અને આ મુલ્યવાન વસ્તુઓ ચોરાઈ ન જાય તેટલા માટે મુતવલ્લી લોકો મસ્જિદોને તાળાં મારવા લાગ્યા છે. અને તેની દેખરેખ તથા હિફાઝત માટે ખાસ ચોકીદારો રાખવાની ઝુરૂરત ઊભી થઈ છે. અલ્લાહના ઘરો આ આભુષણો અને ટીપટાપથી શોભી રહ્યાં છે પણ નમાઝીઓ અને મુસલ્લીઓથી ખાલી છે. વળી જે ગણ્યાં ગાંઠ્યાં નમાઝીઓ આવે છે તેઓ અલ્લાહના ઘરો (મસ્જિદો)માં દુન્યવી

વાતોના તડાકા ઉડાવે છે. અને ગપ્પાં હાંકે છે. ગીબતો કરે છે અને ત્યાં જ આખા ગામની પંચાત કરવા બેસી જાય છે. ત્યાં ન આજિઝી ભરેલી નમાઝો છે ન તઅલીમી પ્રવૃત્તિઓ છે. ન દીની વાતોની ચર્ચા થાય છે ન તબલીગી વાતોની આપ લે થાય છે.

એજ મસ્જિદો હુઝૂર (સલ.) અને માનવંતા ખલીફાઓના ઝમાનામાં અલ્લાહની ઈબાદતોથી આબાદ રહેતી હતી. અને ધાર્મિક પ્રવૃત્તિઓ તથા ઈસ્લામની પ્રગતિના કાર્યોનું મુખ્ય કેન્દ્ર બનેલી રહેતી હતી. એક હદીસમાં નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું છે :—

"જ્યારે તમે પોતાની મસ્જિદોને શણગારવા લાગો અને કુર્આનને સજાવવા લાગો તો સમજી લેજો કે તમારો વિનાશકાળ આવી લાગ્યો છે."

શુઅબુલ ઈમાનમાં બયહકીની એક રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે :—

"એક ઝમાનામાં એવા લોકો પયદા થશે કે તેઓની દુન્યવી વાતો તેઓની મસ્જિદોમાં થવા લાગશે. [ત્યારે] તમે તેઓની પાસે ન બેસજો. તેઓથી દૂર રહેજો. કેમકે ખુદાને એવાઓની કંઈ ઝુરૂરત નથી."

## દીન પર અમલ કરવું હાથમાં ચિણગારી લેવા જેવું હશે.

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે ખુદાના રસૂલે (સલ.) ઈરશાદ ફરમાવ્યો :—

"એક એવો ઝમાનો આવનાર છે કે જ્યારે ઈસ્લામ પર ચાલનારો તેઓમાં એવો હશે જાણે હાથમાં ચિણગારી પકડનારો હોય." (મિશ્કાત)

**સ્પષ્ટીકરણ :—**આજે તે ઝમાનો મવજૂદ છે. કેમકે ચારે તરફ બે-શર્મી, બે-હયાઈ, અધર્મતા અને ઈસ્લામ વિરોધી વાતાવરણ ફેલાઈ

રહ્યું છે. છડે ચોક ગુનાહો અને નાફરમાનીઓ થઈ રહી છે. ઈસ્લામી અહકામથી નફરત છે. શયતાની કાર્યોનું અનુકરણ છે. પાકા અને આદર્શ ઈસ્લામીઓના દર્શન દુર્લભ છે. અને જેઓ ઈસ્લામ પર અમલ કરવા ચાહે છે તેઓના માર્ગમાં ભાઈ બંધુઓ અને સગાં સ્નેહિઓ તરફથી જ સેંકડો મુશકિલીઓ ઉભી કરવામાં આવે છે. બેગમ સાહેબા છણકો કરે છે :–"લ્યો મોટા નમાઝી બની ગયા તે કંઈ છોકરાંઓનો ખ્યાલ કર્યો છે? સાંભળો છો આટલા ટૂંકા પગારમાં શું થાય? આજે તો આખી દુન્યા લાંચ રૂશ્વત લઈ રહી છે. એક તમે જ નથી લેતા! મોટા અવલિયા બની ગયા તે ખબર છે!" સાથીદારો અને મિત્રો ગમ્મતમાં કટાક્ષ કરે છે :–"માશા અલ્લાહ! શું લાંબી દાઢી છે! હવે તો દાઢી રાખીને ખીર ચટ્ટુ મુલ્લાજી જેવા બની ગયા. અરે ચેહરા પર ઘીચ ઝાડી ઉગાડીને ક્યાં ફરો છો?" વગેરે.

ટ્રેન કે મોટર કારની મુસાફરીમાં નમાઝનો ટાઇમ થતાં એક માણસ નમાઝ પઢવા ચાહે છે પણ તેના માટે ન ટ્રેન થોભી શકે છે ન મોટર કાર ઉભી રહી શકે છે. પણ જો કોઈનું કંઈ દુન્યવી નુકસાન થઈ જાય તો બધા હમદર્દી માટે તૈયાર થઈ જાય છે.

આજકાલ ઈસ્લામ પર ચાલવું અને દીનદાર બનવું એ આખી દુન્યા સાથે દુશમની વહોરવા સમાન છે. ગાળો ખાવ, કટાક્ષો સાંભળો, મસ્ખરીઓ અને ટીકાબાણો સહન કરો અને દીન માટે દુન્યાનું નુકસાન ઉઠાવો તો જ તમે દીનદાર બની શકો છો.

બહુ જ મુબારક છે તે લોકો જેઓ અલ્લાહની ખુશી ખાતિર દુન્યવી નુકસાનની પરવા નથી કરતા. ધન્ય છે તે નેક બંદાઓને જેઓ ઈસ્લામને ખાતિર લોકોની આળો ગાળો અને મેણાં ટોણાંને પ્રફુલ્લ વદને સહન કરી લે છે, છતાં તેઓના કપાળ પર કરચલી પડતી નથી. દીનનું દર્દ તથા ધર્મની લાગણી પયદા કરવા માટે અને અણ ઈસ્લામી વાતાવરણમાંથી નિકળવાની શકિત મેળવવા માટે ખાનકાહો, હક્કાની

આલિમો અને દીનદારોની મજલિસોમાં ખરા અંતઃકરણથી શરીક થવાની ખાસ જુરૂરત છે. ઇન્સાન શયતાની વાતાવરણમાં પડીને બદમાશ બની શકે છે તો ઇસ્લામી વાતાવરણમાં શરીક થઇને નેક પણ બની શકે છે. અગર કોઈ કારણે આલિમો અને દીનદારોની સુહબતમાં શામિલ ન થઈ શકાય તો બદમાશો અને અધર્મીઓની બુરી સંગતથી દૂર રહેવું જોઇએ. એટલા જ માટે ખુદાના રસૂલે (સલ.) ઇરશાદ ફરમાવ્યો :—

"બહુ જ જલ્દી એવું બનશે કે મુસલમાનનો સર્વ શ્રેષ્ઠ માલ અમુક બકરીઓ હશે જેને હાંકીને તે પહાડોની ગુફાઓ અને જંગલોમાં ચાલ્યો જશે. અને આ રીતે તે પોતાના ધર્મને બચાવવા કાજે ફિત્નાઓથી દૂર ભાગશે." (બુખારી)

## મોટા મોટા ફિત્ના પયદા થશે

બીજી એક હદીસમાં ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું છે :—
"બહુ જ જલ્દી ફિત્નાઓ પયદા થશે. તે વખતે બેઠેલો માણસ ઉભેલા માણસ કરતાં બિહતર હશે. ( કેમકે બેઠેલો માણસ ઉભેલા માણસ કરતાં ફિત્નાથી વધુ દૂર હશે ) અને ઉભેલો માણસ ચાલનારા કરતાં બિહતર હશે, અને ચાલનારો માણસ દોડનારા કરતાં બિહતર હશે. જે માણસ ફિત્નાઓ તરફ આંખ ઉઠાવીને જોશે તો ફિત્નાઓ તેને ઉચકી લેશે. માટે તે સમયે જેને પણ કોઈ બચાવ કે પનાહની જગા મળી જાય ત્યાં તેણે પનાહ * લઈ લેવી." (બુખારી અને મુસ્લિમ)

ફિત્ના વેળા અલ્લાહની ઇબાદતમાં મશગૂલ બની જવું ઉત્તમોત્તમ છે. એનાથી તે ફિત્નાઓથી બચેલો રહેશે. હઝરત મઅકલ બિન યસાર (રદી.)ની રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

* દુઆઓ, નમાઝો, રોઝાઓ અને વઝીફાઓમાં મશગૂલ થઇ જવું અથવા હક્કાની આલિમો અને બુઝુર્ગોની સુહબતમાં ચાલ્યા જવું.

"કત્લ [ અંધાધુંધી અને ફિત્નાઓ ]ના ઝમાનામાં અલ્લાહની ઇબાદત કરવી એ મારી તરફ હિજરત કરી જવા સમાન છે." (મુસ્લિમ)

હઝરત અબૂ સઅલબહ (રદી.) ફરમાવતા હતા કે મેં એક વેળા ખુદાના રસૂલ (સલ.)ને પૂછયું કે: "યા રસૂલલ્લાહ!" આ આયત :-

"યા અય્યુહલ લઝીના આમનૂ અલૈકુમ અનફુસકુમ લા યદુર્રુકુમ મન દલ્લ ઇઝહ્ તદૈતુમ."નો શું મતલબ છે?"

તો આપે ફરમાવ્યું કે: "નેકીઓનો હુકમ કરતા રહો અને બુરાઇઓથી રોકતા રહો. અહિં સુધી કે જ્યારે લોકોની એવી હાલત થઇ પડે કે તેઓ બખીલાઇનું અનુસરણ કરવા લાગે. પોતાની ઇચ્છાઓ અને ખ્વાહિશોની તાબેદારી કરે અને ઇસ્લામ પર દુન્યાને શ્રેષ્ઠતા આપવા લાગે, અને દરેક મતદાર પોતાના મતને ઇસ્લામ કરતાં વધુ મહત્વ આપવા લાગે અને તમે એવી કઢંગી દશામાં આવી પડો કે લોકો વચ્ચે રહેવાના કારણે તમારે પણ ફિત્નામાં પડવું અનિવાર્ય થઇ પડે તો તે વખતે તમે પોતાની ઝાતને બચાવી લેજો. અને બીજાઓને છોડી દેજો. કેમકે તમારા પછી જે ઝમાનો આવનાર છે તે એવો જ [ સબ્ર અને ધીરજ કરવાનો ] ઝમાનો છે. તે ઝમાનામાં જેણે સબ્ર કર્યો [ અને દ્રઢતાપૂર્વક ઇસ્લામને વળગી રહ્યો ] તેણે જાણે પોતાના હાથમાં ચિણગારી પકડી લીધી."

પુન: ફરમાવ્યું :—"એવા [ કટોકટીના ] ઝમાનામાં ઇસ્લામ પર ચાલનારાને શાંતિના ઝમાનામાં ઇસ્લામ પર ચાલનારા પચાસ માણસો જેટલો સવાબ આપવામાં આવશે."

સહાબાએ પૂછયું :—"યા રસૂલલ્લાહ! શું તે ઝમાનાના પચાસ માણસો જેટલો તેને સવાબ મળશે?" આપે ફરમાવ્યું :—"નહિં,

[ બલ્કે ] તમારામાંથી પચાસ અમલ કરનારાઓ જેટલો તેને સવાબ મળશે."

(તિરમિઝી–ઇબ્ને માજહ)

## ઇસ્લામથી બેદરકારી આમ થઈ પડશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહે વ સલ્લમએ ઇર્શાદ ફરમાવ્યો :–

"ઇસ્લામ અજનબીય્યત અને બેગાનગી [ જેનો કોઈ ભાવ ન પૂછે એવી ] હાલતમાં ઝાહિર થયો હતો. [ એટલે લોકોનો મોટો ભાગ તેનાથી દૂર દૂર નાસતો હતો અને કોઈ કોઈ તેને કુબૂલ કરી લેતો હતો ] અને બહુ જ જલ્દી ઇસ્લામ પુનઃ તેવી જ બેદરકારી અને બેગાનગીનો શિકાર થઈ પડશે. અને ઇસ્લામ પર અમલ કરનારા જુજ જુજ જ મળશે." [ પુનઃ ફરમાવ્યું : ] "જેથી એવા લોકો માટે ખૂશ ખબરી છે જેઓ [ ઇસ્લામ પર ચાલવાના કારણે ] પારકાઓ જેવા થઈ પડે."

( મુસ્લિમ )

**સ્પષ્ટીકરણ :–** હુઝૂર (સલ.)ના ફરમાવવાની મતલબ એ છે કે મેં જ્યારે લોકોને ઇસ્લામ તરફ બોલાવવાનો આરંભ કર્યો તો શુરૂઅ શુરૂઅમાં અમુક જ માણસોએ તેને કુબૂલ કર્યો. અને જનતાની વિરાટ બહુમતિએ તેને કોઈ વિચિત્ર અને ધ્યાનમાં ન આવે એવો ધર્મ સમજીને તરછોડી કાઢયો. અહિં સુધી કે ઇસ્લામ સ્વિકારનારાઓને અધર્મી તથા ફરી ગએલા કહેવામાં આવ્યા. અને મક્કાનો ત્યાગ કરવા માટે તેઓને મજબૂર કરવામાં આવ્યા. એક વેળા જ્યારે અમુક મુસલમાનો હિજરત કરીને હબશા ચાલ્યા ગયા તો મક્કાના કાફિરો ત્યાંના બાદશાહ પાસે ગયા. અને મુસલમાનોને ત્યાંથી હાંકી કઢાવવાના વિચારે બાદશાહને કહેવા લાગ્યા : "મક્કાના અમુક ઉછાછળાં અને બે–વકૂફ જુવાનીયાઓ પોતાના બાપ દાદાના ધર્મનો ત્યાગ કરી એક

નવા ધર્મમાં દાખિલ થઈ ગયા છે. અને તે નવો ધર્મ એટલો બધો વિચિત્ર છે કે અમે તેને જાણતા પણ નથી."

કુર્આન શરીફની સૂરએ સાદમાં છે કે જ્યારે નબીએ કરીમે (સલ.) લોકોને ઇસ્લામનું આમંત્રણ આપ્યું તો મુશરિકોએ કહ્યું :–"**મા સમિઅના બિહાઝા ફિલ મિલ્લતિલ–આખિરહ, ઈન હાઝા ઈલ્લખ–તિલાક**" પુનઃ ફરમાવ્યું :–"બાદમાં લોકોના ટોળે ટોળાં ઇસ્લામમાં દાખલ થયાં અને તેઓએ ઇસ્લામનો ખૂબ પ્રચાર કર્યો. પરંતુ આગળ જતાં એવું બનશે કે ઇસ્લામ પુનઃ પોતાની અસલી હાલત પર આવી જશે. લોકો ઇસ્લામના અહકામ પર ચાલવાનું છોડી દેશે. અને ઇસ્લામી વાતોને એવી લા–પરવાહી, બે–દરકારી તથા તિરસ્કારની નઝરે જોશે જાણે તેઓ ઇસ્લામને જાણતા અને ઓળખતા પણ નથી. તે સમયે ઇસ્લામ પર ચાલનારા બહુ જ અલ્પ સંખ્યામાં દેખાશે. કોઈ કોઈ જગાએ જ કોઈ પાકો મુસલમાન માલમ પડશે. એવા પાકા મુસલમાન સાથે કોઈ વાત કરવાનું પણ પસંદ ન કરશે." પુનઃ ફરમાવ્યું :–"પરંતુ હું એવા પાકા મુસલમાનોને અલ્લાહ તરફથી ખૂશ ખબરી સંભળાવું છું."

## ઇસ્લામ સંકોચાઈ જશે

બીજી એક હદીસમાં નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું કે :–
"બેશક ઇસ્લામ હિજાઝ તરફ એવી રીતે સમેટાઈ જશે જેમ સાપ પોતાના દરમાં સમેટાઇને પેસી જાય છે. અને ઇસ્લામ ફક્ત હિજાઝમાં જ રહી જશે; જેમ જંગલી બકરી પહાડની ટોચ પર જ રહે છે." પુનઃ ફરમાવ્યું :–"બેશક ઇસ્લામ લા–પરવાહી અને બેગાનગીની હાલતમાં ઝાહિર થયો હતો અને અંતે ફરીવાર બે–દરકારીનો જ ભોગ થઈ પડશે; જેમકે શરૂઆતમાં હતો. માટે ખૂશ ખબરી હજો એવા તરછોડાએલા અને તિરસ્કારાએલા લોકોને જેઓ મારી તે સુન્નતોને સજીવ.

રાખશે જેને મારી પછીના લોકો ભુલાવી દેશે."

(તિરમિઝી, ઈબ્ને માજહ)

## ખરાબથી ખરાબ ઝમાનો આવશે

હઝરત ઝુબૈર બિન અદી રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે અમે હઝરત અનસ બિન માલિક (રદી.)ની સેવામાં ગયા અને ઝાલિમ હજ્જાજના અમાનુષી અત્યાચારોની ફરિયાદ કરી. અમારી ફરિયાદ સાંભળીને હઝરત અનસે ફરમાવ્યું :—

"સબ્ર કરો, કેમકે કોઈ પણ એવો ઝમાનો નથી આવવાનો જે પહેલાંના ઝમાના કરતાં સારો હોય. અને દરેક આવનારો ઝમાનો વિતેલા ઝમાના કરતાં વધુને વધુ ખરાબ હશે. તે એટલે સુધી કે તમે પોતાના રબની મુલાકાત ન કરી લો. અને આ વાત મેં હુઝૂર (સલ્લ.)થી સાંભળેલી છે." (બુખારી)

એની મતલબ એ છે કે કયામત આવે ત્યાંસુધી કદિ એવું ન બનશે કે આવનારો ઝમાનો વિતેલા ઝમાના કરતાં સારો આવી જાય. એટલે દરેક આવનારો ઝમાનો વિતી ગએલા ઝમાના કરતાં ખરાબ ને ખરાબ જ આવશે. આ હદીસથી માલમ પડ્યું કે જ્યારે બાબત આમ છે તો "ઝમાનો ખરાબ છે અને ઝમાનામાં વસનારા લોકો ખરાબ છે," એવી શિકાયત કરવું વ્યર્થ છે. વળી આગળ જતાં સારા હાકિમો અને સારા રાજ્ય કર્તાઓ પયદા થશે એવી આશા રાખવી પણ ફોગટ છે. માટે દરેક ઈન્સાનને જોઈએ કે જેટલો પણ સમય મળે અને વયમાંથી જે શ્વાસ પણ મળી જાય તેને ગનીમત જાણી અલ્લાહની ઈબાદતમાં લીન બની જાય. અને નેક કામો દ્વારા અલ્લાહ પાસેથી સારી આશાઓ રાખે. અને તેના જ કહેર તથા કોપથી ડરતો રહે.

## કુફ્રની ભરમાર થશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત કરે છે કે ખુદાના રસૂલે (સલ્લ.) ફરમાવ્યું :—

"અંધારી રાતના કકડાઓ પેઠે આવનારા કાળા ફિત્નાઓથી પહેલાં નેક અમલ કરવામાં જલદી કરો. (તે ઝમાનામાં) ઇન્સાન સવારે મુઅમિન હશે અને સાંજે કાફિર હશે. તથા નજીવી નજીવી બાબતોમાં પોતાનું ઇમાન વેચી નાખશે."

(મુસ્લિમ)

સ્પષ્ટીકરણ :—જ્યારે ફિત્નાઓ અને બુરાઇઓ ફેલાઈ જાય છે તો નેક કામો માટે ઇન્સાનના માર્ગમાં અનેક વિટંબણાઓ અને રૂકાવટો ઉભી થઈ જાય છે. ધર્મ પર ચાલવું તેના માટે અસંભવિત જેવું થઈ પડે છે. એવા સંજોગોમાં ઇમાનનું રક્ષણ સખ્ત ભયમાં આવી પડે છે. એટલા જ માટે દુન્યાના માર્ગદર્શક હઝરત મુહમ્મદ (સલ.)એ નેક કામોમાં ઉતાવળ કરવાનું સૂચન કર્યું છે. અને સલાહ આપી છે કે રૂકાવટો અને વિક્ષેપોના આગમન અગાઉ જ રૂડાં કામોમાં મશગૂલ બની જાવ. અને પોતાના ઇમાનને બચાવી લો. ક્યાંક ફિત્નાઓમાં ઘેરાઇને તમારૂં ઇમાન બરબાદ ન થઈ જાય.

ચાલુ ઝમાનો એ ખરેખરા ફિત્નાઓનો ઝમાનો છે. ચારે તરફથી લીડરો અને નેતાઓ ગુમરાહી તરફ ખેંચી રહ્યા છે. દુન્યાના તદ્દન નજીવા લાભ માટે પોતાનું ઇમાન વેચી મારવાનો એક ન્હાનો સરખો દાખલો એ છે કે આજકાલના લોકો વાત વાત પર જુઠી કસમો ખાઈ રહ્યા છે. નજીવી નજીવી બાબતો પર ઇસ્લામના અહકામને તરછોડી રહ્યા છે. મામુલી મામુલી લાભ માટે અલ્લાહના બંદાઓને ધોકો આપી રહ્યા છે. દગાબાઝી અને છેતરપીંડી આમ થઈ પડી છે. અદાલતો અને કોર્ટોમાં જઇને જુઠી સાક્ષી પુરવું આજે કેટલાક માણસોનો ધંધો થઈ પડયો છે. પોતાને ઇસ્લામમાં ખપાવનારા મુસલમાનો ધોળે દહાડે કાળાં બઝારો કરી રહ્યા છે. કેટલાક અલ્લાહના બંદાઓ એવા પણ છે જેઓ પાછલા બારણાના માલ પર ધુમ કમાણી કરી રહ્યા છે. તો વળી કેટલાક એવા મુસલમાનો પણ છે જેઓ દુકાનો ફાડવાનો બીકનો ધંધો લઈ બેઠા છે.

## એક જમાઅત હક પર કાયમ રહેશે અને હકકાની આલિમો આવતા રહેશે

હઝરત મુગવિયહ (રદી.) ફરમાવે છે કે મેં ખુદાના રસૂલ (સલ.)થી સાંભળ્યું છે કે :—

"મારી ઉમ્મતમાં હમેશા એક એવી જમાઅત થયા કરશે જે હક પર કાયમ રહેશે. અને મરણ પર્યંત તેઓ એજ હાલત પર રહેશે. લોકોનો વિરોધ અને જનતાનો અસહકાર તેઓને લેશ પણ હાનિ પહોંચાડી શકશે નહિં."

એટલે દુન્યાના લોકો તેઓને આવકારે—અનુસરે છે યા વિરોધ અને મુખાલિફત કરે છે તેની એ લોકો ઝરા પણ દરકાર કરશે નહિં. બીજી એક હદીસમાં હુઝૂરે ફરમાવ્યું :—

"મારી ઉમ્મતમાં કયામત સુધી એક જમાઅત થતી રહેશે જેની મદદ અલ્લાહ તરફથી થતી રહેશે. જે શખ્સ તેનો સાથી ન બનશે તે તેને કંઈ નુકસાન પહોંચાડી ન શકશે."

( મિશકાત )

વળી બયહકીની રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—
"મારી ઉમ્મતના છેલ્લા દવરમાં એવા લોકો પાકશે જેઓને તેટલો જ સવાબ મળશે જેટલો તેઓથી પહેલાંઓને મળ્યો હતો. તેઓ સારાં કામોનો હુકમ આપશે માઠાં કામોથી અટકાવશે. અને ફિત્નો જગાડનારાઓ સાથે લડશે."

હઝરત ઇબ્રાહીમ બિન અબ્દુર્રહમાન (રદી.) ફરમાવે છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

"દરેક આવનાર ઝમાનામાં એવો ઇલ્મ ધરાવનારા લોકો પાકતા રહેશે જેઓ અતિસ્યોકિત કરનારા પાખંડીઓના જુઠાણાને ખુલ્લા પાડી દેશે અને જાહિલોની તાવીલોથી ( ઇસ્લામને ) પાક સાફ કરતા રહેશે."

( બયહકી )

હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની રિવાયતમાં છે કે હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"અલ્લાહ તઆલા આ ઉમ્મત માટે દરેક સો વરસ બાદ એવો શખ્સ મોકલતો રહેશે જે તેના દીનને નવો કરશે." (અબૂ દાઉદ)

ખુદાવંદ તઆલાનો આ વાયદો પણ તેના બીજા વાયદાઓ પેઠે પુરો થતો રહ્યો છે અને કયામત સુધી પુરો થતો રહેશે. જો આવા સત્ય ઉપાસક અને સત્ય વકતા હક્કાની આલિમો તથા ઈસ્લામ પર ચાલનારી સત્યપ્રિય જમાઅતો પયદા ન થતી રહેતે તો જૂઠા પયગમ્બરો, ખોટા નબીઓ, પાખંડી પીરો, પેટભરૂ મુલ્લાઓ, બિદઅતીઓ, કાદયાનીઓ, મુઅતઝેલાઓ, હદીસનો ઈન્કાર કરનારાઓ, કુર્આનની જૂઠી તફસીરો લખનારાઓ અને ફિત્નાઓ જગાડનારાઓ કયારના યે ઈસ્લામને બદલી નાખતે. પરંતુ અલ્લાહનો શુક્ર છે તે ધર્મવીરો, સંત સૂફીઓ, હક્કાની આલિમો, ફકીહો, મુહદ્દીસો અને સુધારકોને મોકલતો રહે છે અને કયામત સુધી મોકલતો રહેશે. તેના આ ઈહિસાન પર આપણે તેના ગુણગાન ગાઈએ છીએ.

## મુસલમાન કદિ ખત્મ ન થશે

હઝરત સવબાન (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"મેં ખુદાની બારગાહમાં દુઆ માગી કે યા ઈલાહી! મારી તમામ ઉમ્મતને સર્વ વ્યાપક દુકાળમાં હલાક ન કરજે, અને પારકાંઓમાંથી કોઈ એવા દુશમનને તેઓ પર વર્ચસ્વ ન આપજે જે તેઓને બધાને ખત્મ કરી નાખે." ખુદાવંદ તઆલાએ ફરમાવ્યું કે: "જ્યારે હું કોઈ વાતનો નિર્ણય કરૂં છું તો તેને ટાળી શકાતો નથી. હે નબી! હું આપને વચન આપું છું કે આપની ઉમ્મતને આમ દુકાળમાં હલાક

ન કરીશ, અને પારકાંઓમાંથી કોઈ એવા દુશમનને તેઓ પર વર્ચસ્વ ન આપીશ જે તેઓમાંથી એક એકને ખત્મ કરી નાખે. ભલે આખી ધરતી પર વસનારા ચારે તરફથી ભેગા થઈ જાય."

## હદીસનો ઈન્કાર કરવામાં આવશે

હઝરત મિકદામ બિન મઅદી કરબ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"સાવધાન ! ખચિત મને કુર્આન આપવામાં આવ્યું છે. અને કુર્આન જેવા અન્ય અહકામ પણ આપવામાં આવ્યા છે." પુનઃ ફરમાવ્યું : "સાવધાન ! એવો ઝમાનો આવશે કે પેટ ભરેલો ઈન્સાન પોતાની આરામ કરવાની ગાદી પર બેઠો બેઠો કહેશે :" "બસ તમારા માટે આ કુર્આન કાફી છે. એમાં જેને હલાલ કહેવામાં આવ્યું છે તેને હલાલ સમજો. અને જેને હરામ ઠેરવવામાં આવ્યું છે તેને હરામ સમજો." (એટલે બસ કુર્આન પર જ અમલ કરો, હદીસ પર અમલ કરવાની કંઈ ઝુરૂરત નથી.) પુનઃ ફરમાવ્યું : "જો કે કોઈ વસ્તુના હરામ હોવા માટે અલ્લાહના રસૂલનો હુકમ તેવો જ છે જેવો ખુદાએ કોઈ વસ્તુના હરામ હોવાનો હુકમ આપ્યો હોય." (મિશકાત)

સ્પષ્ટીકરણ :—હઝરત નબીએ કરીમ (સલ.)ની આ ભવિષ્યવાણી લાંબા કાળથી ખરી પડતી આવી છે. કેમકે પેટ ભરેલ ( માલદાર ) ઈન્સાનો—જેઓ દવલતની ખુમારીમાં ચકચૂર છે અને થોડું ઘણું લખતાં વાંચતાં શીખી ગયા છે—તેઓ માત્ર કુર્આનને જ હિદાયત માટે કાફી સમજી રહ્યા છે. અને હદીસના હુકમો પર અમલ કરવાનું તેઓને કડવું ઝેર જેવું લાગે છે જેથી તેઓ હદીસનો ઈન્કાર કરે છે. અથવા તેઓ એવો લવારો કરે છે કે હદીસ જેવી કોઈ વસ્તુ નથી. એ તો

મનઘડત છે. મોલવી મુલ્લાઓએ પોતાના ફળદ્રુપ ભેજાંઓમાંથી ઉપજાવી કાઢેલી છે. વગેરે, પરંતુ ખરી હકીકત એ છે કે હદીસ વગર કુર્આનનું સમજવું અસંભવિત છે. કુર્આનના રહસ્યો, મર્મો અને વિગતોને હદીસની મદદ વિના સમજી શકાય એમ છેજ નથી. અલ્લાહ તઆલા પોતાના પવિત્ર કલામમાં ફરમાવે છે: "મા આતાકુમુર્રસૂલુ ફખુઝૂહુ વમા નહાકુમ અન્હુ ફન્તહુ."

અર્થાત :–"રસૂલ તમને જે હુકમ આપે તેને કબૂલ કરો અને જે વાતથી અટકાવે તેનાથી અટકી જાવ."

હુઝૂરે (સલ.) "પેટ ભરેલો" એટલા માટે ફરમાવ્યું કે ખાલી પેટવાળા [ ગરીબ ]ને તો એટલી ફુરસત જ ક્યાં મળે છે કે તે આવી અર્થહીન ચર્ચાઓમાં પડી પોતાનું દીન અને ઇમાન બરબાદ કરી નાખે. અલબત પેટ ભરેલા માલદારો અને શેઠીયાઓ શયતાનની આ માગણીને સંપૂર્ણ રીતે પુરી પાડે છે. પાસે પૈસો ભેગો થઇ ગયો અને થોડું ઘણું શીખી લીધું એટલે ગર્વનું મસ્તક ઉંચુ કરીને કહે છે: "જાણકાર અમે છીએ. ઇસ્લામને અમે સમજીએ છીએ. આ મોલવી મુલ્લા શું સમજે. એઓ કરતાં અમારી પાસે વધુ ઇલ્મ છે." જાણે ચાલુ ઝમાનાના ઇમામ અબૂ હનીફા અને જુનૈદ પોતે જ ન બની ગયા હોય એમ પોતાની તર્કશક્તિથી ફત્વાઓ આપે છે કે મુલ્લાઓ શું જાણે. અમે કહીએ છીએ કે વ્યાજ ખાવું જાઇઝ છે. યહૂદીઓ પેઠે મુસલમાનોએ પણ એ ધંધામાં તરક્કી કરવી જોઇએ. ફોટાં પડાવવાં જાઇઝ છે. એને હરામ કોણ કહે છે. દાઢી મુંડાવવી જાઇઝ છે. અલ્લાહે કુર્આનમાં તો ક્યાં યે દાઢી રખાવવાનો હુકમ નથી આપ્યો. એ તો ફક્ત સુન્નત છે. સિનેમા, બાઇસ્કોપ જોવામાં પણ કશો વાંધો નથી. આ અને એવી અનેક વાતો જેને આપણા નબી (સલ.)એ હરામ ફરમાવી છે તેને આ ગાદી તકિયા પર બેસનારા પેટ ભરેલા ઇન્સાનો જાઇઝ બતાવતા ફરે છે અને ખુદાના બંદાઓને સીધા રસ્તા પરથી ભટકાવી અવળે માર્ગે દોરે છે.

## નવી નવી હદીસો ઘડાશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હઝરત નબીએ અકરમે (સલ.) ફરમાવ્યું :—

"આખિરી ઝમાનામાં મોટા મોટા મક્કારો, ઢોંગીઓ અને જૂઠાઓ પયદા થશે. તેઓ તમને એવી એવી વાતો સંભળાવશે જેને ન તો તમે કદિ સાંભળી હશે ન તમારા બાપ દાદાઓએ સાંભળી હશે. તમે તેઓથી અલગ રહેશો અને પોતાથી તેઓને અલગ રાખશો. ન થાય કે તેઓ તમને ગુમરાહીમાં નાખી ફિત્નામાં સપડાવી દે." (મુસ્લિમ)

**સ્પષ્ટીકરણ :**—મિરકાતના લેખક આ હદીસનું વિવરણ કરતાં લખે છે કે એ ઢોંગીઓ જુદી જુદી વાતો બયાન કરશે. ઇસ્લામમાં નવા નવા હુકમો ચાલુ કરશે અને વાહિયાત અકીદાઓનો પ્રચાર કરવા લાગશે. આવા અનેક ઢોંગીઓ મરી પરવાર્યા છે. તેઓ માંહેનો એક નજીકના ભૂતકાળમાં મરી ગયો છે. તેનું નામ મિરઝા ગુલામ અહમદ કાદિયાની હતું. તેણે કહ્યું કે ઇસા (અલૈ.) તો મરી ગયા હતા. અને કોણ કહે છે કે પયગમ્બરી હઝરત મુહમ્મદ (સલ.) પર ખત્મ થઈ ગઈ છે ? અલ્લાહે પયગમ્બરીનો દરવાઝો બંધ નથી કર્યો. જુઓ આજે પણ તમારામાં એક પયગમ્બર મવજૂદ છે; અને તે હું છું. મને અલ્લાહે પોતાનો પયગમ્બર બનાવીને મોકલ્યો છે. અને મારા પછી પણ કયામત સુધી પયગમ્બરો આવતા રહેશે. ગુલામ અહમદ કાદિયાનીએ એ સિવાય પણ અને કૌતુકો અને તમાશાઓ ભજવી બતાવ્યા છે.

ઇસ્લામી મિલ્લત માટે એક સૌથી મોટો ફિત્નો એ છે કે જ્યારેય કદિ કોઈ ઢોંગી અને પાખંડી શખ્સ ખોટી માન્યતાઓ લઇને ઉભો થાય છે તો તેને માનનારા અને અનુસરનારાઓ કુર્આન અને હદીસોની ખોટી તાવીલોથી તેના ખોટા અકીદાઓને ખરા પુરવાર કરી બતાવવાની કોશિષો કરે છે. જેમકે આજકાલ કમ્યુનિઝમને કુર્આનથી સાબિત

કરવાની કોશિષો થઈ રહી છે. અને વર્તમાન પ્રજાસત્તાકને ઈસ્લામી સરણીનું લોકરાજ કહેવામાં આવે છે. એક સજ્જને તો હદ જ વાળી. જ્યારે તેમને કહેવામાં આવ્યું કે ઈન્સાન વાંદરામાંથી બન્યો છે એવી ડારવીનની માન્યતા તદ્દન ખોટી છે કેમકે કુર્આને તો ઈન્સાનની શરૂઆત હઝરત આદમ (અલૈ.)થી બતાવી છે. તો તેમને જવાબ આપ્યો : "શકય છે કે ઈન્સાન બનેલો સૌથી પહેલો વાંદરો આદમ જ હોય." (નઉઝુ બિલ્લાહ)

## કુર્આન : પેટ ભરવાનું સાધન થઈ પડશે

હઝરત જાબિર (રદી.) ફરમાવે છે કે એક વેળા અમે કુર્આનની તિલાવત કરી રહ્યા હતા. તે સભામાં અરબના શહેરીઓ સિવાય ગામડાના રહેવાશીઓ તથા ગયર અરબો પણ હતા. એટલામાં નબી (સલ.)ની પધરામણી થઈ. આપે ફરમાવ્યું :–

"પઢતા રહો; તમે બધા બરાબર પઢી રહ્યા છો. પણ ટુંકમાં એવા લોકો પયદા થશે જેઓ કુર્આનને તીર પેઠે સીધું કરી દેશે. ( એટલે હરફોની અદાયગી અને શબ્દોચ્ચારનો વધુ ખ્યાલ રાખશે ) અને કુર્આન પઢવાથી તેઓનો હેતૂ દુન્યા કમાવાનો હશે. પણ આખિરતને સુધારવાની તેઓને પરવા ન હશે." (બયહકી)

બીજી એક હદીસમાં નબીએ કરીમે (સલ.) ઈરશાદ ફરમાવ્યો :–

"મારા પછી બહુ જ જલ્દી એવા લોકો આવશે જેઓ કુર્આનને ગાયનની ઢબે લલકારશે, અને વિલાપની છટાથી પઢશે. પણ કુર્આન તેઓના ગળાની નીચે ઉતરશે નહિં.", (મિશકાત)

અર્થાત : તેઓનું પઢવું અલ્લાહ કને સ્વિકાર પાત્ર લેખાશે નહિં. અને કુર્આન પઢવાની તેઓના દિલ પર ઝરા પણ અસર ન પડશે. એ પઢનારાઓના દિલ અને તેઓની ખૂશ ઈલિહાની ભરેલી કિર્અત

સાંભળીને ખૂશ થનારા લોકો ફિત્નામાં સપડાઈ જશે. વર્તમાન સમયમાં આપણે આબેહુબ એજ હાલત જોઈ રહ્યા છીએ કે મસ્જિદોમાં કુર્આન સંભળાવી પૈસા માગવામાં આવે છે. ત્રીજું, ચાલીસમું અને વરસી, છ વરસીના પ્રસંગોએ કુર્આન પઢી પઢાવી એમ સમજે છે કે અમે માન ખાટી ગયા છીએ. મુરદાંઓની કબ્ર પર ચાલીસ દિવસ સુધી કુર્આન ખ્વાની કરી તેનો પગાર લેવામાં આવે છે. તરાવીહમાં કુર્આન સંભળાવી તેનાથી પેટ ભરવામાં આવે છે. કુર્આનના મખારિજ અને શબ્દોની અદાયગીનો તો ખાસ ખ્યાલ રાખવામાં આવે છે પણ કુર્આનને સમજવા અને તે પર અમલ કરવાની કોઇને પડેલી નથી. હાફિઝજી સાહેબો અગ્યાર મહીના સુધી નમાઝોનું સત્યાનાશ વાળી, દાઢી મુંડાવી અને રમઝાન આવતાં જ કુર્આન સંભળાવવા મુસલ્લા પર ચઢી ગયા. દિલ્લીની જામિઅ મસ્જિદમાં જોઈ લો. એક તરફ નમાઝ ખત્મ થઈ અને બીજી તરફ તિલાવતની અવાઝ આવવા લાગી. કારી સાહેબ કુર્આને પાકની તિલાવત કરી રહ્યા છે અને ભીખ માટે ઝમીન પર રૂમાલ બિછાવેલો છે.

## મુસલમાનોની નકામી બહુમતિ

હઝરત સવબાન (રદી.) રિવાયત કરે છે કે એક વેળા ખુદાના રસૂલે (સલ.) ઇરશાદ ફરમાવ્યો :—

> "એક એવો ઝમાનો આવશે કે (કાફિરો અને દુશમનોની જમાઅતો) તમને પતાવી નાખવા માટે એક બીજાને એવી રીતે બોલાવશે જેમ ખાનારાઓનું ટોળું એક બીજાને આમંત્રણ આપી જમણની આસપાસ ભેગું થઈ જાય છે."

આ સાંભળીને એક સહાબીએ પૂછ્યું :—"શું તે દિવસે અમારી સંખ્યા ઓછી હશે ?"

આપે ફરમાવ્યું :—"નહિ, બલ્કે તે દિવસે તમે મોટી સંખ્યામાં હશો, પણ તમારી હાલત ઘાસના એવા તણખલા જેવી હશે જેને પાણીનો એક જ રેલો તાણી જાય." પુનઃ ફરમાવ્યું : "અને ખુદા ગુરૂર

જરૂર તમારા શત્રુઓના દિલમાંથી તમારો રોઅબ અને દબદબો કાઢી નાખશે, અને જરૂર જરૂર તમારા દિલોમાં સુસ્તી તથા આળસ નાખી દેશે."

એક સહાબીએ પૂછ્યું :—"યા રસૂલલ્લાહ ! સુસ્તીનું કારણ શું હશે ?" આપે ફરમાવ્યું : "તમે દુન્યા [ માલ દવલત ] સાથે મુહબ્બત કરવા લાગશો. અને મવતને ખરાબ ગણવા લાગશો." (અબૂ દાઉદ)

સ્પષ્ટીકરણ :—આજે વરસોથી હુઝૂર (સલ.)ની આ ભવિષ્યવાણી ખરી પડતી આવી છે. મુસલમાન લોકો આજે જે દુર્દશામાં ઘેરાએલા છે તે આપણી નઝર સમક્ષ છે. દુન્યાની કોઈ કવમ તેઓને માનની નઝરથી જોતી નથી. દુન્યાની કોઈ પણ પ્રજા ચાહતી નથી કે મુસલમાન લોકો દુન્યામાં જીવતા રહે. એક તે ઝમાનો હતો કે દુન્યાની પ્રજાઓ મુસલમાનોને પોતાની ઉપર રાજ્ય ચલાવવાનું આમંત્રણ આપતી હતી. ત્યારે આજે એવી હાલત છે કે ગયર મુસ્લિમ કવમો મુસલમાનોને પોતાના દેશમાં જોવા પણ નથી માગતી. આજે ચારે તરફથી મુસલમાન લોકો ધુતકારાઈ અને હડધુતાઈ રહ્યા છે. તેઓ ચાહે છે કે આખી દુન્યાના મુસલમાનો એકી વેળા નાબૂદ થઈ જાય તો સારૂં. પણ આમ કદિ બની શકશે નહિં. કેમકે ગત પૃષ્ઠોમાં એ વિષેની હુઝૂર (સલ.)ની ભવિષ્યવાણી આપણે વાંચી ચુક્યા છીએ. અલબત એવા બનાવો બની ચુક્યા છે કે જ્યાં કદિ મુસલમાનોની હુકૂમત હતી એવા દેશમાં ઇન્કિલાબ આવવા બાદ ત્યાંના મુસલમાનો જીવ બચાવીને પણ નાસી શક્યા નહિં. સ્પેન એનો જીવતો દાખલો પુરો પાડે છે.

મુસલમાનો આજે ચો તરફથી કેમ હડધુતાઈ રહ્યા છે ? આ ઝિલ્લત અને વિનાશનું કારણ શું છે ? તેઓ કરોડોની સંખ્યામાં હોવા છતાં આજે પારકી કવમો તરફ આશા ભરી મીટ કેમ માંડી રહ્યા છે ? એનો જવાબ હુઝૂર (સલ.)ની હદીસમાં મવજૂદ છે કે દુન્યા તથા માલ દવલતની મુહબ્બત અને મૃત્યુની બીકના કારણે આજે તેઓની આવી કરૂણ હાલત થઈ પડી છે. જે યુગમાં મુસલમાન લોકો દુન્યાની

મોહ જાળમાં સપડાએલા ન હતા અને દુન્યાની લાલચને ઠોકર મારતા હતા ત્યાંસુધી તેઓ મવતથી ડરતા ન હતા. અને જન્નતના મુકાબલામાં દુન્યવી જીવનને તુચ્છ સમજતા હતા. તે સમયે તેઓ અલ્પ સંખ્યા [ લઘુમતિ ]માં હોવા છતાં દુન્યા પર હુકૂમત ચલાવતા હતા. અને અલ્લાહના માર્ગમાં જિહાદ કરી ગયરોના દિલો પર સત્તા ભોગવતા હતા. આજે આપણે પોતાની દુર્દશાનું પાસું પલટાવી શકીએ છીએ. પણ શર્ત એટલી જ કે ભૂતકાળના મુસલમાનો પેઠે આપણે પણ દુન્યાને તુચ્છ અને મવતને આણુથી અધીક પ્રિય સમજવા લાગીએ. જો આમ ન થાય તો ઝિલ્લત, અધોગતિ અને ધિક્કારમાં અભિવૃધ્ધિ ચાલુ જ રહેશે.

## મુસલમાનો માલદાર હશે પણ દીનદાર ન હશે

હઝરત અલી (રદી.) ફરમાવે છે કે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મસ્જિદમાં બેઠેલા હતા. એટલામાં હઝરત મુસઅબ બિન ઉમૈર આવી ચઢયા, જેમના અંગ પર માત્ર એક ચાદર હતી. તેમાં પણ એક ચામડાનું થીંગડું લાગેલું હતું. તેમની આ દયાજનક હાલત જોઈ તથા ઈસ્લામ અગાઉના તેમના અમીરી ઠાઠ માઠને યાદ કરી રસૂલુલ્લાહ (સલ.) રડી * પડયા. અને ફરમાવ્યું :—

> "મુસલમાનો ! તે વખતે તમારી શું હાલત થશે જ્યારે સવારે તમે એક જોડી [ સૂટ ] પહેરીને નિકળશો અને સાંજે બીજી જોડી પહેરીને નિકળશો. એક પ્યાલો સામે મૂકવામાં આવશે અને બીજો પ્યાલો ઉપાડવામાં આવશે. અને તમે પોતાના ઘરો પર [ શોભા શણગાર માટે ] એવી રીતે પરદાના કપડાં

* કેમકે હઝરત મુસઅબ બિન ઉમૈર (રદી.) ઇસ્લામ સ્વિકારવા પહેલાં મોટા ધનવાન અને અમીર હતા. મુલાયમ તથા મુલ્યવાન વસ્ત્રો પહેરતા હતા. પણ ઇસ્લામ સ્વિકારવા બાદ તેમની એવી હાલત થઇ પડી કે અંગ પર ફકત ચાદર રહેતી અને તે પણ ફાટેલી જેમાં ચામડાંના થીંગડાં લાગેલાં રહેતાં.

નાખશો જેમ કઅબાને કપડાંઓથી ઢાંકવામાં આવે છે."

માનવંતા સહાબાએ પૂછ્યું :—"યા રસૂલલ્લાહ ! ત્યારે તો તે સમયે અમે આજના કરતાં વધુ સુખી હોઈશું ? કેમકે દવલતની રેલ છેલના કારણે અમે ખાવા કમાવાની ચિન્તાઓથી વિમુક્ત હોઈશું અને અમારો બધો વખત અલ્લાહની ઇબાદતમાં જ પસાર થશે."

આપે ફરમાવ્યું :—"નહિં, બલકે તમે તે દિવસ કરતાં આજે જ સારા અને સુખી છો." (તિરમિઝી)

એટલે : ઉપલક નઝરે તમે કંગાળ છો પણ ઇમાનની દવલતથી માલામાલ છો. પણ જ્યારે તે ઝમાનો આવશે ત્યારે ઉપલક નઝરે તમે માલદાર હશો પણ ઇમાનની દ્રષ્ટિએ છેક કંગાળ હશો. દિર્ઘ દ્રષ્ટિએ જોઇએ તો આજે તેજ ઝમાનો ચાલી રહ્યો છે. આજે મુસલમાનોના મોટા ભાગને અલ્લાહ તઆલાએ દવલત આપેલી છે અને એટલી બધી આપેલી છે કે અગર તેઓ આખી ઉમર નિરાંતે બેસી રહે, ધંધો વેપાર ન કરે અને દીની કામો તથા તબ્લીગી પ્રવૃત્તિઓમાં જ મશગૂલ રહે તોપણ તેઓની દવલત ખૂટવા ન પામે. સહાબાના કથન મૂજબ તેઓ પોતાનો આખો વખત ઇબાદત તથા અલ્લાહ, અલ્લાહ કરવામાં જ ગાળી શકે છે. પરંતુ અફસોસ ! એવા શેઠીયાઓને આજે મરણ પછીના જીવનની કશી પડેલી જ નથી. અલબત તેઓને બિરયાની, પુલાવ, ઝરદો અને આખાં તળેલાં મરઘાં અને બીજી લઝીઝ વાનીઓ તથા ફાંકડાં કીમતી સૂટોનો અવશ્ય ખ્યાલ છે. તેઓ પાસે કલબમાં જવાનું સૂટ પણ અલગ હોય છે. દિવસનું સૂટ અલગ તો રાતનું અલગ હોય છે. એજ પ્રમાણે ડીનર પાર્ટીઓ, મિટીંગો, ડાન્સો અને હોટેલોમાં જવાના સૂટો અલગ હોય છે. તરહ તરહના પકવાનો તૈયાર થાય છે. ઝાત ઝાતની વાનીઓ રંધાય છે. ટેબલો પર બટર, કેઇક, મટન, ચાંપ અને બીજા સ્વાદિષ્ટ ભોજનોના ઢગલા ખડકાય છે અને તેમાં જ તેઓ રાત ને દિવસ ચકચૂર છે. એજ એશ આરામ અને સુખ ચેનના કારણે ખુદાના દરબારમાં માથું નમાવવાનું તો અલગ રહ્યું તેઓને ઝુકવાનો

ખ્યાલ પણ આવતો નથી. એટલા જ માટે હઝરત રસૂલે અકરમે પોતાના સહાબાને ફરમાવ્યું કે તે દવલતની રેલ છેલનો ઝમાનો તમારા માટે સારો ન હશે. તમે આજે જ સારા છો. તમે આજે જ વધુ સુખી છો. કેમકે ગરીબી અને કંગાલિયત છતાં તમે ઈસ્લામ પર કાયમ છો. તમારૂં ઈમાન મઝબૂત અને સલામત છે.

બીજી એક હદીસમાં હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

"ખુદાના સોગંદ! મને તમારા માલદાર બની જવાનો ડર નથી. બલકે મને આ વાતનો ડર છે કે તમને દુન્યા વધુ પ્રમાણમાં આપવામાં આવે જેમકે તમારાથી પહેલાંના લોકોને આપવામાં આવી હતી, અને તમે દુન્યામાં એવી રીતે ફસાઈ જાઓ જેમ તેઓ ફસાઈ ગયા હતા. ફરી દુન્યા તમને બરબાદ કરી નાખે જેમ તેઓને બરબાદ કરી નાખ્યા હતા." (બુખારી-મુસ્લિમ)

અહિં વિચારવાની વાત એ છે કે માલદાર લોકો તો એટલા માટે ઈસ્લામ પર નથી ચાલતા કે તેઓ પાસે ધન દવલતના ઢગલા છે. પણ ગરીબો પાસે કયા ઢગલા છે કે તેઓ પણ ઈસ્લામથી દૂર ને દૂર નાસી રહ્યા છે? જેટલા માલદાર લોકો આજે ઈસ્લામથી દૂર છે તેટલા જ ગરીબ લોકો પણ ઈસ્લામથી દૂર છે. બલકે કહેવું જોઈએ કે ઈસ્લામથી દૂર નાસવામાં ગરીબ લોકો માલદારોને પણ વટાવી ગયા છે. એનું કારણ એ છે કે આજે ઈસ્લામી વાતાવરણ રહ્યું નથી. ન માલદારોના બંગલાઓમાં ન ગરીબોની ઝુંપડીઓમાં.

## જુઠ બધેબધ ફેલાઈ જશે

હઝરત ઉમર ફારૂક (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું :—

"મારા અસહાબની ઈઝ્ઝત કરો. તમારામાં [ઉમ્મતે મુહમ્મદીમાં] સૌથી સારા એજ લોકો છે. ફરી તેઓ સારા હશે જેઓ

એઓ બાદ આવશે. ફરી તેઓ સારા હશે જેઓ તેઓ બાદ આવશે, અને ત્યાર પછી જૂઠ ફેલાઈ જશે. અહિં સુધી કે ખચિત [ એક એવો વખત પણ આવશે કે ] ઈન્સાન કસમો અપાવવા વગર પણ જૂઠી કસમો ખાશે, અને સાક્ષી બનાવવા વગર પણ જૂઠી સાક્ષીઓ પુરશે." (નિસાઈ)

હઝરત અબૂ હુરૈરાહ (રદી.)ની એક રિવાયતમાં એમ છે કે :–
"ફરી તેઓ બાદ એવા લોકો આવી જશે જેઓ જાડા [ રાતા માતા ] થવાને પસંદ કરશે." (મુસ્લિમ)

બીજી એક હદીસમાં એમ છે કે :–
"ફરી એવા લોકો આવી જશે કે તેઓની સાક્ષી તેઓની કસમોથી આગળ વધી જશે. અને તેઓની કસમો તેઓની સાક્ષીથી આગળ વધી જશે." (બુખારી–મુસ્લિમ)

આ રિવાયતોને ભેગી કરવાથી સ્પષ્ટ થાય છે કે તબ્એ તાબિઈનના ઝમાના બાદ જૂઠ એટલું બધું ફેલાઈ જશે કે લોકો વાત વાતમાં વગર કારણે–વગર લેવે દેવે કસમો ખાતા થઈ જશે. ઝુરૂરત વિના બોલવાની બીમારી એટલી બધી વધી પડશે કે સાક્ષી બનાવવા વગર તેઓ સાક્ષી પુરવા તૈયાર થઈ જશે, અને કહેશે કે આ બનાવની તો મને અગાઉથી ખબર છે. અરે! આ બનાવ બન્યો ત્યારે હું ઝાતે ને પોતે હાઝિર હતો. જ્યારે ખરી વાત એ હશે કે મૂળ બનાવની તેને કશી ખબર ન હશે.

જૂઠી કસમ અને જૂઠી સાક્ષી એટલી બધી ફેલાઈ જશે કે ગવાહી, કસમ ખાવા પહેલાં જ જીભેથી સરવાની પડાપડી કરશે. અને કસમ ગવાહી પહેલાં નિકળવાની મથામણ કરશે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદી.) ફરમાવ્યા કરતા :–
"એવો ઝમાનો અવશ્ય આવશે કે શયતાન ઈન્સાનના રૂપમાં આવી લોકોને જૂઠી વાતો સંભળાવશે. લોકો તેની વાતો

સાંભળીને આઘા પાછા થઈ જશે. અને જ્યારે તેઓમાંથી કોઈ તે શયતાનની વાતોનું બીજાઓની સામે વર્ણન કરશે તો કહેશે: "મેં આ વાત એક એવા શખ્સના મોઢે સાંભળી છે જેને હું ચેહરાથી ઓળખું છું પણ તેનું નામ નથી જાણતો." (મિશકાત)

અગાઉ ઉપરની હદીસમાં છે કે જાડા અને તાઝા માતા બનવાને તેઓ પસંદ કરશે. તેનું કારણ એ કે મવત, કબ્ર અને કયામતની બીક તેઓના દિલોમાંથી નિકળી જશે. વળી ખુદાની રૂબરૂ હાઝિર થઇને દરેક કરણીનો હિસાબ આપવાનો છે તેનો ડર પણ તેઓના દિલોમાંથી નિકળી જશે. જેથી દરેક પ્રકારની ચિન્તાઓથી નિર્ભય બનીને તેઓ સ્વાદિષ્ટ ભોજનો અને તર લુકમાઓ ખાય ખાયને જાડા પાડા જેવા બની જશે. અને ખાવું પીવું તથા પૈસો ભેગો કરવો એજ તેઓના જીવનનો મુખ્ય ધ્યેય થઈ પડશે.

## મરદો ઓછા થઈ જશે
## શરાબખોરી વધી જશે
## ઝિનાકારી ઉભરાઈ જશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ્લ.) ફરમાવ્યું :—

"કયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ પણ છે કે (દુન્યામાંથી દીની) ઇલ્મ ઉડી જશે. જહાલત વધી પડશે. ઝિનાખોરી અને બદકારી ઠેર ઠેર ઉભરાઈ પડશે. શરાબ અને દારૂની દેમાર થશે. પુરૂષો ઓછા થઈ જશે. અને અવરતોનું પ્રમાણ એટલું બધું વધી જશે કે દર પચાસ અવરતો માટે એક જ મરદ હશે." (બુખારી, મુસ્લિમ)

## ઇલ્મ ઉઠી જશે

હઝરત ઇબ્ને મસઊદ (રદી.)થી રિવાયત છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"ઇલ્મ શીખો અને લોકોને શીખડાવો. ઇસ્લામી અહકામ પોતે પણ શીખો અને અન્યને પણ શીખડાવો. કુર્આન પોતે પણ પઢો અને લોકોને પણ પઢાવો. કેમકે હું તમારી પાસેથી ચાલ્યો જનારો છું અને ઇલ્મ પણ ઉઠી જશે. અને ફિત્નાઓ પયદા થશે. અહિં સુધી કે જ્યારે કોઈ મામલામાં બે માણસો લડી પડશે તો કોઈ ફેસ્લો કરનારો પણ ન મળશે." (મિશકાત)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

"અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પાસેથી ઇલ્મ એકાએક નહિં ઉપાડી લેશે. બલકે આલિમોને મવત આપી ઇલ્મને ધીરે ધીરે ખત્મ કરી દેશે. જ્યારે ખુદા કોઈ આલિમને બાકી ન રાખશે તો લોકો ઝાલિમોને પોતાના સરદાર અને પ્રમુખ બનાવી લેશે. તેઓને (પોતાની ગુંચો, મુશકિલીઓ તથા શરઈ મસઅલા) પૂછશે. ત્યારે તેઓ (કોઈ પણ પ્રકારના ઇલ્મ વગર પોતાના ગજવામાંથી કાઢીને) ફત્વાઓ આપી દેશે. આમ તેઓ પોતે પણ ગુમરાહ બનશે અને અલ્લાહની મખલૂકને પણ ગુમરાહ બનાવશે." (મિશકાત)

## ઉમરમાંથી બરકત ઉઠી જશે

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"કયામત ત્યાંસુધી નહિં આવશે જ્યાંસુધી કે વખત જલ્દી જલ્દી પસાર થવા ન લાગે. (ફરી એનો ખુલાસો ફરમાવ્યો કે) એક વરસ એક મહીના જેટલો લાગશે, અને એક મહીનો



Very Important

એક હફતા જેટલો લાગશે. અને એક દિવસ એક ઘડી જેવો થઈ પડશે. અને એક ઘડી એવી રીતે પસાર થઈ જશે જેમ આગનો ભડકો બુલંદ થઇને અચાનક ખત્મ થઈ જાય છે." (તિરમિઝી)

**સ્પષ્ટીકરણ :**—"વખત જલ્દી જલ્દી પસાર થઈ જશે." એની મતલબ શું છે? હદીસ કળાના વિવેચકો અને નિષ્ણાતોએ જુદા જુદા મતો દર્શાવ્યા છે. પણ એના ખરા ભાવાર્થ એ છે કે ઝિન્દગીઓમાંથી બરકત ઉઠી જશે. ઇન્સાન પોતાની હયાતીથી દીન અને દુન્યાના તે લાભો પ્રાપ્ત ન કરી શકશે જે આટલી લાંબી ઝિન્દગીથી પ્રાપ્ત થવા જોઇએ. (જુઓ મિશકાતનો હાશિયો)

ફકીર ( આ કિતાબના સંપાદક ) વિનંતી કરે છે કે ભાવિ ગિન્દગીઓમાં જે કંઈ બે–બરકતી થવાની છે. તે તો ખુદા જ બિહતર જાણે. પણ ચાલુ ઝમાનાની હાલત એ છે કે જ્યારે મહીનો અથવા હફતો ખત્મ થાય છે. તો તરત જ વિચાર આવે છે કે "અરે! કાલે તો મહીનો શરૂ થયો હતો અને આજે ખત્મ પણ થઈ ગયો? ઓહ! રમઝાન કેમ કેમ આવી લાગી! ઈદ કેમ કેમ પસાર થઈ ગઈ! કાલે તો જુમ્આ હતી આજે પાછી આવી લાગી! વખત કેટલો બધો જલ્દી પસાર થઈ જાય છે!"

આ વાતોની આપણે દર રોઝ ચર્ચા કરતા રહીએ છીએ. શું આજકાલનો ઇન્સાન આ વાતોનો ઇન્કાર કરી શકે છે?

## કંજૂસી આમ થઇ પડશે
## ખૂના મરકી ફેલાઈ જશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના નબીએ (સલ.) ફરમાવ્યું :—

"ઝમાનો ( આગળ જતાં ) જલ્દી જલ્દી પસાર થવા લાગશે, ઇલ્મ ઉઠી જશે, ફિત્નાઓ પ્રસરી જશે, દિલોમાં કંજૂસી

નાખી દેવામાં આવશે, અને કત્લ તથા ખૂનરેઝી આમ થઈ પડશે." (બુખારી, મુસ્લિમ)

## શરાબનું નામ બદલીને તેને હલાલ બનાવી લેવામાં આવશે

હઝરત આઈશાહ (રદી.)થી રિવાયત છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"સૌથી પહેલાં ઈસ્લામને બગાડનાના પ્રયત્નો એવી રીતે થશે કે શરાબ પીવાવા લાગશે."

સહાબાએ પૂછ્યું :—"શું મુસલમાન લોકો શરાબ પીશે જ્યારે કે અલ્લાહે તેને સખ્તી સાથે હરામ ઠેરવી દીધી છે ?"

આપે ફરમાવ્યું :—"શરાબનું નામ બદલીને તેને હલાલ બનાવી લેવામાં આવશે." (દારમી)

એટલે ઈસ્લામના દુશ્મનો તે ઝમાનામાં એટલા બધા આગળ વધી જશે કે ખુદાને પણ છેતરવાની કોશિષો કરશે. શરાબ જેવી વસ્તુ કે—જેને કુર્આને નાપાક અને શેતાની કાર્ય અને આપસમાં વેરઝેર તથા કુસંપનું સાધન અને અલ્લાહની ઈબાદતથી રોકનાર શેતાની શસ્ત્રની ઉપમા આપી તેનાથી બચવાનો હુકમ ફરમાવ્યો છે—લોકો તેને છડેચોક પીવા લાગશે. એટલું જ નહિં બલકે તેના નામો બદલીને હલાલ સમજી લેશે. મુફતીઓને અંધારામાં રાખી એવી રીતે સવાલો પૂછશે કે તેઓ તેના હરામ હોવાનો ફત્વો ન આપી શકે. શરાબ પર જ શું ધર્યું છે. આજે તો અનેક હરામ વસ્તુઓની મન ફાવતી તાવીલો કરી તેને હલાલ બનાવી લેવામાં આવી છે. વળી એ તાવીલો એટલી બધી પોચી અને તકલાદી છે કે ફુંક મારતાં જ કરોળિયાના જાળાં પેઠે ઉડી જાય. દાખલા રૂપે લાંચ રૂશ્વતને "હદિયા અને ભેટ"નું નામ આપી હલાલ બનાવી લેવામાં આવી છે. જ્યારે હકીકતમાં તે લાંચ રૂશ્વત જ હોય છે. ફુકહાનું કથન છે કે :—

"કોઈ અમલદારને તેના ઓહદાનો ચાર્જ લેવા પહેલાં કોઈ મિત્ર તરફથી કંઈ આપવામાં આવે તો તે ભેટ છે. પણ ઓહદાનો ચાર્જ સંભાળવા બાદ કંઈ આપવામાં આવે તો તે ચોકખી લાંચ અને રૂશ્વત છે."

મુસ્લિમની એક હદીસમાં છે કે રસૂલુલ્લાહે (સલ.) એક માણસને ઝકાત વસૂલ કરવા માટે મોકલ્યો. જ્યારે તે ઝકાતના નાણાં ઉઘરાવીને લાવ્યો તો બોલ્યો :—આ તમારૂં છે. [એટલે બયતુલ માલનો હિસ્સો છે] અને આ મને ભેટ તરીકે મળ્યું છે."

આ સાંભળીને રસૂલુલ્લાહ પ્રવચન આપવા ઉભા થઈ ગયા અને ખુદાની સ્તુતિ બાદ ફરમાવ્યું :—"હું તમારામાંથી અમુકને તે કામો પર નિમું છું જેનો ખુદાએ મને મુતવલ્લી બનાવ્યો છે. ત્યારે તેઓ માંહેનો એક મારી પાસે આવીને કહે છે : "આ તમારૂં છે અને આ મને ભેટ તરીકે મળ્યું છે. [જો તે એવી જ ઇઝ્ઝત આબરૂ ધરાવતો હતો તો] તે પોતાના બાપ યા માના ઘરમાં કેમ ન બેસી ગયો? ફરી હું જોતે કે તેને ભેટ સોગાત મળે છે યા નહિં?"

અહિં "પોતાના બાપ યા માના ઘરમાં કેમ ન બેસી ગયો?" એ વાકયથી સ્પષ્ટ થાય છે કે જે વસ્તુ ઓહદાના કારણે મળે તે લાંચ રૂશ્વત છે. હરામ વસ્તુનું નામ બદલી અથવા તેને જુદું રૂપ આપી હલાલ બનાવી લેવાની પ્રથા આગલા ઝમાનામાં પણ હતી. જેમકે એક રિવાયતમાં નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"યહૂદીઓ પર ખુદાની લઅનત થજો. ખુદાએ જ્યારે તેઓ પર ચરબીનો વપરાશ હરામ કરી દીધો તો તેઓ તેને જુદું રૂપ આપી [તેલ બનાવીને] વેચવા લાગ્યા અને તેની કીમત ખાઈ ગયા."　　[બુખારી, મુસ્લિમ]

## હલાલ હરામનો ખ્યાલ ન રહેશે;

હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત કરે છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"લોકો પર એવો ઝમાનો આવશે જ્યારે તેઓ આ વાતની પરવા ન કરશે કે તેણે હલાલ મેળવ્યું છે યા હરામ મેળવ્યું છે." (બુખારી)

કેટલાક નફ્ફટ ગૃહસ્થો આમ કહેતા ફરે છે કે આજકાલ હલાલ તો મળતું જ નથી તેને કયાં શોધતા ફરીએ ? અરે! જે મળ્યું તે ખરૂં આજે તો બધું જ હલાલ છે." પરંતુ આમ કહેનારા શયતાનના સગા ભાઇઓ હોય છે. તેઓ શયતાનના ધોકામાં આવી ગયા છે. હકીકત એમ છે કે હલાલનો ખ્યાલ રાખવાથી ઇન્સાનને કાનૂનની પાબંદી કરવી પડે છે. અને ઇસ્લામના હુકમો પ્રમાણે જ વર્તવું પડે છે. જે એવા નફ્ફટોને કડવું ઝેર જેવું લાગે છે. હઝરત સુફ્યાન સવરી (રહ.) ફરમાવે છે કે :—

"હલાલ કમાણીમાં ફુઝૂલ ખર્ચીની ગુંજાઇશ નથી રહેતી. અને રંગરાગ તથા મોજ શોખ ઉડાવવાનો મવકો નથી મળતો. જેથી શયતાન ભમાવે છે કે : "આજકાલ હલાલ તો શોધ્યું જડતું નથી. માટે હલાલ હરામનો ખ્યાલ શીદને રાખો ? અરે! જે સામે આવે તે આપણા બાપનુ જ છે. તેને ખીસામાં સેરવી દો. ઇસ્લામ પર ચાલવા જશો તો ભૂખે મરશો અને તમારાં બાલબચ્ચાં રવડી જશે." પરંતુ જે નેક બંદાઓના દિલોમાં અલ્લાહનો ડર છે અને જેઓ હુઝૂર (સલ.)ના આ ફરમાનનો ખ્યાલ રાખે છે કે :—

"જન્નતમાં તે ગોસ્ત દાખિલ ન થશે જે હરામની કમાણીથી ચઢયું હોય, અને જે ગોસ્ત તથા ચરબી હરામના માલથી બાઝેલી હશે તેની ખરી હકદાર તો જહન્નમ જ છે." એવા

નેક બંદાઓ હલાલનો પુરેપુરો ખ્યાલ રાખે છે. ખુદા પણ તેઓને હલાલ જ આપે છે.

જો કે હરામનું પચાવનારાઓ પેઠે હલાલમાં ધૂમ કમાણી કરવાનો મવકો નથી હોતો; વળી હલાલ શોધનારાઓના અનેક દુન્યવી કામો પણ અટકી પડે છે. છતાં આ ક્ષણ ભંગુર દુન્યાની નિર્માલ્ય વસ્તુઓનો મોહ મિથ્યા છે. આખિરતના ભયંકર અઝાબથી બચવા માટે દુન્યાની મુસીબતો અને દુઃખો પ્રફુલ્લ વદને સહન કરી લેવાં એ દરેક બુદ્ધિશાળી માટે ઝરૂરી છે.

અહિં આ વાત પણ લક્ષ પાત્ર છે કે હલાલ કમાણીના માર્ગમાં જે વિક્ષેપો અને વિટમ્બણાઓ ઉભી થાય છે તેના જન્મદાતા આપણે જ છીએ. અગર નેકી અને પરહેઝગારી તરફ જનતાની વલણ થઈ જાય અને બધા જ હલાલ કમાણીની ભાવના સેવવા લાગે તો આજે ઇસ્લામી વાતાવરણ પ્રત્યક્ષ થઈ જાય અને બધી વિટમ્બણાઓ સ્વયં અલોપ થઈ જાય. જો આપણે બધા આ વાતનો નિર્ણય પોકારી લઇએ કે હલાલ કમાણી જ કરીશું તો આજે હરામના માર્ગ સદંતર બંધ થઈ જાય. પરંતુ આજની હાલત તો એ છે કે જે લોકો હાજીઓ, નમાઝીઓ, દીનદારો અને પરહેઝગારોમાં ખપી રહ્યા છે તેઓ જ આ કામમાં સૌથી વધુ સંડોવાએલા દેખાય છે. વરસોના જુના નમાઝીઓ તથા હાજીઓ વેપાર અને કમાણીના વિષયમાં આટલું જાણવા માટે પણ મુફતી સાહેબોની સેવામાં જવાની તસ્દી નથી લેતા કે સાહેબ! હું આ વેપાર કરવા માગું છું તો એ જાઇઝ છે યા ના–જાઇઝ? મને ફલાણા સરકારી ખાતામાં નોકરી મળે છે તે હલાલ છે કે હરામ? ફલાણો વેપાર કેમ છે? ફલાણી વસ્તુઓ વેચવું હલાલ છે યા હરામ? આજે એવી વાતોની કોઈ દરકાર કરતું નથી. અલબત્ત વુઝૂ, ગુસલના ઇખ્તેલાફી મસઅલાઓમાં બહેસ કરવાની હોય તો બરાડા પાડીને, ગળાંની નસો ફુલવી ફુલવીને બહેસ કરવા માટે તૈયાર થઈ જશે. જો કે શરીઅતમાં દરેક ખાતાના અહકામ મવજૂદ છે. હઝરત મૂસા (અલૈ.)ની

શરીઅત સાથે યહૂદીઓની એવી જ વલણ હતી કે તેઓ અમુક હુકમો પર અમલ કરતા અને અમુકને ફગાવી દેતા. એટલે ફાવતું આવે તે તરફ દોડી જતા .અને ફાવતું ન આવે તેનાથી દૂર નાસતા. એજ હકીકતને અલ્લાહ તઆલાએ આ પ્રમાણે બયાન ફરમાવી છે કે :—

"શું ખુદાની કિયાબના એક ભાગ પર તમે ઇમાન ધરાવો છો અને તેજ કિતાબના અમુક ભાગથી ઇન્કાર કરો છો." (બકરહ)

હઝરત ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :— "જેણે અઢી રૂપિઆનું કપડું ખરીદ્યું અને તેમાં ચાર આના [દસમા ભાગ જેટલું] પણ હરામનું હશે તો જ્યાંસુધી તે કપડું તેના બદન પર રહેશે ત્યાંસુધી ખુદા તેની નમાઝ કબૂલ ન કરશે."

બીજી એક હદીસમાં રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે :—

"જે માણસ લાંબી મુસાફરીમાં હોય [આ એટલા માટે ફરમાવ્યું કે મુસાફિરની દુઆ કબૂલ થાય છે અને તેની પરેશાનીની એ હાલત હોય કે] તેના વાળ વિખરાએલા હોય, અને આખા અંગ પર ધૂળ ચોંટેલી હોય, અને આકાશ તરફ હાથ ઉઠાવી યા રબ! યા રબ! કહીને દુઆ માગતો હોય, અને તે હરામનું ખાતો આવ્યો હોય, હરામનું પહેરતો આવ્યો હોય [તો એવો મુસાફિર ગમે તેવી કફોડી હાલતમાં હોય] છતાં તેની દુઆ કુબૂલ ન થશે." (મુસ્લિમ)

આ ચેતવણીઓ અને ઝાટકણીઓ છતાં મુસલમાનોની હાલત એ છે કે તેઓ હરામ કમાણી કરવાથી ઝરા પણ અચકાતા નથી. હુઝૂરે (સલ.) શંકાશીલ વસ્તુઓથી અળગા રહેવાનો હુકમ ફરમાવ્યો છે. જેમકે એક હદીસમાં છે કે :—

"શંકામાં નાખનારી વસ્તુને છોડી એવી વસ્તુ તરફ જા જે તને શંકામાં ન નાખે." (મુસ્લિમ)

અહમદ અને દારમીની રિવાયતોમાં એનો વધુ ખુલાસો આ પ્રમાણે છે :—

"ભલાઈ તે છે જેનાથી હ્રદય શાંતિ તથા સંતોષ અનુભવે, અને દિલમાં કંઈ દગદગો ન રહી જાય. અને ગુનાહ તે છે જેનાથી હ્રદયને શાંતિ ન મળે, દિલ સંતોષ ન અનુભવે અને દિલમાં દગદગો રહી જાય."

એટલે દિલ તેના હલાલ હોવાની ગવાહી ન આપે. ભલે મુફ્તી સાહેબ તેના હલાલ હોવાનો ફત્વો આપી દે. તિરમિઝી અને ઇબ્ને માજહની રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

"બંદો ત્યાંસુધી પરહેઝગાર ન બનશે જ્યાંસુધી કે તે હલાલને પણ હરામ હોવાની બીકે છોડી ન દે." (મિશકાત)

## મુસલમાનો વ્યાજ ખાવા લાગશે

હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"લોકો પર ઝુરૂર ઝુરૂર એવો વખત આવશે જ્યારે એક પણ માણસ એવો ન રહેશે જે વ્યાજ ન ખાતો હોય. અગર વ્યાજ ન ખાશે તો વ્યાજનો ધુમાડો અને ધૂળ તેને પહોંચી જશે." (અહમદ, અબૂ દાઉદ વગેરે)

હુઝૂર (સલ.)ની આ ભવિષ્યવાણી પણ હવે ખરી પડતી જાય છે. વ્યાજનો નાપાક ધંધો ચલાવનારાઓ, બેંકોમાં ખાતાં પાડનારાઓ અને બેંકો દ્વારા કારોબાર કરનારાઓ તરફ નઝર નાખે, તરતજ માલમ પડી આવશે કે વ્યાજની અસરથી કોણ કોણ મુક્ત છે.

## ચીકણી વાતો કરનારા ધુતારાઓ પયદા થશે

હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદી.)થી રિવાયત છે કે હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"કયામત ત્યાંસુધી કાયમ ન થશે જ્યાંસુધી કે એવા લોકો પયદા ન થઈ જાય જેઓ પોતાની ઝુબાન દ્વારા પેટ ભરવા લાગે. જેમ ગાય, બળદ પોતાની ઝુબાનથી પેટ ભરે છે."
(મિશકાત)

**સ્પષ્ટીકરણ** :—ઝુબાનો દ્વારા પેટ ભરવાથી મતલબ એ છે કે લાંબા ચોડા ભાષણો, જોશીલી તકરીરો, જુસ્સાદાર પ્રવચનો, છટાદાર લેક્ચરો અને ચીકણી ચીકણી વાતો કરી લોકોના દિલ પોતા તરફ ખેંચી લેશે. અને તેઓની પાસેથી પૈસા ઓકાવશે. એવા ધુતારાઓની આજીવિકાનું સાધન ઝુબાની જમા ખર્ચ અને લીડરી હશે. જુસ્સાદાર લેક્ચરો દ્વારા જે પૈસો ભેગો થશે તેનાથી એ લોકો ખૂબ મોજ મઝા ઉડાવશે, તાગડધિન્ના કરશે, અને હલાલ હરામનું બધું આરોગી જઈ ડકાર સુધ્ધાં ન લેશે. જેવી રીતે ગાય, બળદ લીલા સુકાનો વિચાર કર્યા વિના પોતાની સામેનો તમામ ઘાસ ચારો આરોગી જાય છે.

વધુ બોલવું અને નિરંતર બોલ્યા કરવું હુઝૂર (સલ.)ને પસંદ ન હતું. અનેક હદીસોમાં આપે ઓછું બોલવાના ઉપદેશો આપ્યા છે. અને સતત તથા અવિરામ હાંકયે રાખવાથી મુસલ્લમાનોને અટકાવ્યા છે. ખુદ હુઝૂર (સલ.)ની મુબારક આદત હતી કે જ્યારે આપ કોઈ વાત ફરમાવતા તો થોભી થોભીને ત્રણ વાર ફરમાવતા કે જેથી શ્રોતાઓ તેને સારી રીતે સમજી લે.

હઝરત જાબિર (રદી.) ફરમાવે છે કે: "જ્યારે હુઝૂર (સલ.) વાત ફરમાવતા તો આપનો શબ્દે શબ્દ અને બોલે બોલ છુટો પડી આવતો." હઝરત આઈશહ (રદી.) ફરમાવે છે કે: "અલ્લાહના રસૂલ તમારી પેઠે વાતમાં વાત ન પરોવતા, બલકે એવી રીતે વાત કરતા કે શબ્દે શબ્દ નોખો પડી આવતો. અને જેને સાંભળનારાઓ યાદ કરી લેતા." (મિશકાત)

ત્યારે આજના ઝમાનામાં સૌથી સારો વક્તા તેને કહેવામાં આવે છે જે કલાકોના કલાકો અવિરત બોલતો રહે. જેનું ભાષણ શ્રોતાઓની

સમજ શક્તિથી ઉચ્ચું હોય. જેના બોલવામાં કોઈ સમજે નહિં. અબૂ દાઉદની રિવાયતમાં છે કે: "એક શખ્સે હઝરત અમ્ર બિન આસની સામે લાંબુ ચોડું ભાષણ કરી નાખ્યું." ત્યારે હઝરત અમ્ર બિન આસે ફરમાવ્યું: "એ વધુ ન બોલતે તો એના હકમાં બિહતર હતું." કેમકે મેં હુઝૂર (સલ.)થી સાંભળ્યું છે કે આપે ફરમાવ્યું: "મને ઓછું બોલવાનો હુકમ આપવામાં આવ્યો છે. અને ઓછું બોલવું જ બિહતર છે."

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

"ખચિત અલ્લાહ તઆલા વાચાળ અને ઝુબાનદરાઝ આદમીથી નારાઝ રહે છે; જે [બોલવામાં] પોતાની જીભને એવી રીતે ચલાવે છે જેમ ગાય [ખાતી વેળા] પોતાની જીભ [દાંતો અને હોઠોની આસપાસ] ફેરવતી રહે છે."

(અબૂ દાઉદ, તિરમિઝી)

આજકાલના લીડરો ખૂબ છટાદાર ભાષણો આપે છે. નેતાઓની તકરીરો ખૂબ જુસ્સાદાર હોય છે. મવલવીઓની વઅઝો અતિ જોશીલી હોય છે પણ શ્રોતાઓના દિલોમાં તેનો ઝરા પણ પ્રભાવ પડતો નથી. એનું શું કારણ? કારણ એટલું જ કે એ વક્તાઓ ક્યાં જનતાને સીધે રસ્તે દોરવા માગે છે? એઓ તો પોતાનો ઉલ્લુ સીધો કરવા માગે છે. એઓનો હેતુ કેવળ એટલો જ હોય છે કે લોકો અમારા જુસ્સાદાર ભાષણો અને જોશીલી તકરીરો સાંભળીને વાહ વાહ પોકારી ઉઠે. જનતા ખૂશ થાય અને અમને શાબાશી આપે. અને અમારા શ્રધ્ધાળુ તથા મુરીદ બની જાય. એટલા જ માટે તકરીરો, ભાષણો અને વઅઝોમાંથી અસર ચાલી ગઈ છે. પોતાની ચીકણી વાતોથી લોકોને ધુતનારાઓ વિષે હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે :—

"જેણે બોલવાની છટા એટલા માટે શીખી કે તેની દ્વારા તે લોકોને પોતાના ફંદામાં ફસાવે તો કયામતના દિવસે અલ્લાહ

તઆલા ન તો તેની નફિલ કુબૂલ કરશે ન તેની ફર્ઝ કુબૂલ કરશે." (મિશકાત)

## ભામટા લીડરો અને જૂઠા નબીઓ પયદા થશે

હઝરત હુઝૈફહ (રદી.) ફરમાવે છે કે હું નથી જાણતો કે આ મારા સાથીઓ ખરેખર ભૂલી ગયા છે અથવા તેઓને યાદ તો હોય પણ ભૂલી ગયા હોય એવો દેખાવ કરે છે કે રસૂલુલ્લાહે દુન્યા ખત્મ થવાના પહેલાં પહેલાં જન્મનાર ફિત્નાઓને તેના લીડરો [ જન્મદાતાઓ]ના નામ સાથે અને તે લીડરોના બાપ દાદાઓ તથા કુટુમ્બીજનોના નામ સાથે બતાવી આપ્યા હતા. જેને માનનારા ત્રણસો અથવા તેથી વધુ પાકે. (અબૂ દાઉદ)

હઝરત સવબાન (રદી.)ની રિવાયતમાં છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"મારી ઉમ્મતને ગુમરાહ કરનારા લીડરોની મને બીક છે." (તિરમિઝી)

બુખારી અને મુસ્લિમની રિવાયત છે કે :—

"કયામત ત્યાંસુધી નહિં આવશે જ્યાંસુધી કે ત્રીસના લગભગ એવા ફરેબીઓ અને જૂઠાઓ ન આવી જાય. જેઓમાંનો હરેક દઅવો કરશે કે હું નબી છું."

હઝરત હુઝૈફહ (રદી.) ફરમાવે છે કે લોકો હુઝૂર (સલ.)ને ભલાઈની વાતો પૂછતા રહેતા, કે આઇન્દા કેવી કેવી ભલાઇઓનો ઝમાનો આવનાર છે. ત્યારે હું બુરાઇઓ વિષે પૂછતો રહેતો કે આઇન્દા કેવી કેવી મુસીબતો, બલાઓ અને આફતોનો ઝમાનો આવનાર છે. એજ આદત મૂજબ એક દિવસ મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું : "યા રસૂલલ્લાહ ! અમે જહાલત અને ખરાબીઓમાં પડેલા હતા. ખુદાએ તેને દૂર કરી અમને ઇસ્લામથી પાવન કર્યા તો શું આ બિહતરી બાદ બુરાઇનો ઝમાનો આવશે ?" આપે ફરમાવ્યું : "હા." મેં પૂછ્યું :—"તો શું આ બુરાઈ બાદ ભલાઈ

પણ આવશે?" આપે ફરમાવ્યું :—"હા, પરંતુ એ ભલાઈ ડહોળી હશે." [એટલે ચોકખી ભલાઈ ન હશે બલકે બુરાઈ સાથે ભેળસેળ હશે.] મેં પૂછ્યું :—"યા રસૂલલ્લાહ! ડહોળાની શું મતલબ છે?" આપે ફરમાવ્યું :—"એવા લોકો પાકશે જેઓ મારા તરીકાઓને છોડી બીજા તરીકાઓ પર ચાલશે. મારૂં અનુકરણ કરવાનું છોડી દઈ બીજી રીતો અપનાવવાનો માર્ગ બતાવશે. તેઓના કામો તમે સારાં પણ જોશો અને બુરાં પણ જોશો."

મેં પૂછ્યું :—"યા રસૂલલ્લાહ! શું આ ભલાઈ બાદ પણ બુરાઈ આવશે?" આપે ફરમાવ્યું :—"હા, દોઝખના દરવાઝાઓ પર ઉભા રહી પોતા તરફ બોલાવનારા હશે. [એટલે દોઝખમાં લઈ જનારાં કામોની દઅવત આપશે.] જે શખ્સ આ દરવાઝાઓ તરફ ચાલવા માટે તેઓની દઅવત કુબૂલ કરશે તેને દોઝખમાં ફેંકી દેશે."

મેં વિનંતી કરી :—"યા રસૂલલ્લાહ! તેઓનો કંઈ વધુ પરિચય આપો." આપે ફરમાવ્યું :—"તેઓ આપણામાંથી જ હશે. અને આપણી જ ભાષા [વઅઝ નસીહત]માં વાતો કરશે." મેં પૂછ્યું : "અગર મારી હયાતીમાં જ એવો વખત આવી લાગે તો આપ ફરમાવો કે મારે શું કરવું?" આપે ફરમાવ્યું :—"મુસલમાનોની જમાઅત અને તેના અમીર સામે ચુપ રહેજે." મેં વિનંતી કરી :—"અગર મુસલમાનોની જમાઅત ઇસ્લામી તરીકા પર [વ્યવસ્થિત] ન હોય અને તેઓનો કોઈ ઇમામ [અમીર] પણ ન હોય તો શું કરૂં?" આપે ફરમાવ્યું :—"તો એ બધા ફિરકાઓથી દૂર રહેજે, ભલે તને [આબાદીમાં જગા ન મળવાના કારણે] કોઈ ઝાડના મૂળીયાં દાંતોથી કાપવાં પડે, અને એજ હાલતમાં તું મરી જાય." (બુખારી, મુસ્લિમ)

"ઝાડના મૂળીયાં દાંતોથી કાપવાં પડે" એની મતલબ એ છે કે ગમે તેટલી તંગી, મુસીબત અને દુઃખ કેમ ન ઉઠાવવું પડે છતાં એ ફિરકાઓ અને પાર્ટીઓથી દૂર રહેવામાં જ સલામતી છે.

મુસ્લિમ શરીફની એક રિવાયત છે કે હઝરત અબૂ હુઝૈફહ (રદી.)ના સવાલ પર હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—"મારા પછી એવા માર્ગદર્શકો અને ધર્મ ગુરૂઓ પાકશે જેઓ મારી હિદાયતોને કુબૂલ ન કરશે. જેઓ મારા તરીકાઓને ન અપનાવશે. ત્યારે બહુ જ જલ્દી તેઓમાંથી એવા લોકો ઉભા થશે જેઓના દિલ—ઈન્સાની બદનમાં હોવા છતાં—શયતાની હશે."

નુબૂવ્વતના જૂઠા દઅવેદારો, પાખંડના લીડરો અને ગુમરાહીના માર્ગદર્શકો આજે સદીઓથી પાકતા આવે છે અને ચાલુ ઝમાનામાં તો એવા ઢોંગી લોકોની ભરમાર છે જેઓ નાસ્તિકવાદ, સામ્યવાદ અને અણ ઈસ્લામી દ્રષ્ટિ બિન્દુઓને અપનાવવાનું આમંત્રણ આપે છે. તેઓના વિદ્વતાભર્યાં ભાષણો અને રૂહને તર કરનારી તકરીરો, કુર્આનની આયતો અને હદીસોથી ભરપૂર હોય છે. પણ એ આયતો અને હદીસોની મતલબને ફેરવી તોળીને કુફ્ર, પાખંડ તથા નાસ્તિકવાદના ટેકા રૂપે રજુ કરે છે. કૌતુક એ છે કે જે લોકો ઈસ્લામી દ્રષ્ટિ બિન્દુઓને સમજતા સુધ્ધાં નથી તેઓ થોડીક આયતો અને હદીસોને યાદ કરી લઈ વિરોધી પક્ષના દ્રષ્ટિ બિન્દુઓને ચોકખા ઈસ્લામી વિચારો હોવાનું સાબિત કરી રહ્યા છે. એક તરફ ગુમરાહ લીડરો ઉમ્મતને બરબાદ કરી રહ્યા છે ત્યારે બીજી તરફ દંભી બાપુઓ, પાખંડી પીરો અને પેટ ભરૂ મુલ્લાઓ ઈમાન તથા નેક અમલોનું કચ્ચરઘાણ કાઢી રહ્યા છે. પીર સાહેબને નઝરાણું આપવું, કબ્રોની ઝિયારત કરવું, ઉર્સોમાં નિયાઝ ચઢાવવું, બુઝુર્ગોના મઝારો પર મન્નત માનવું, ચાદરો ચઢાવવી, સિજદાઓ કરવા અને એવા જ બીજા ઢોંગ ધતુરાઓને આજના કેટલાક મુસલમાનો મોટામાં મોટી ઈબાદત સમજી રહ્યા છે. કેટલાક ઢોંગી બાપુઓ અને ધુતારા પીર મુજાવરો મવલાના રૂમની મસ્નવીમાંથી થોડાક અશઆર યાદ કરી લઈ અથવા વલીઓ અને બુઝુર્ગોની થોડીક કરામતો ગોખી લઈ પોતાના મુરીદો પર એવી છાપ પાડે છે કે અમે મોટા

પીર બની ગયા છેએ. અને આ રીતે મુરીદોના ખીસા ખાલી કરાવે છે. પણ એમાં વાંક કોનો ? પેલી કહેવત છે કે લોભીયા વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે. પીર બાપુઓ કરતાં વધુ અફસોસ તે મુસલમાનો પર છે જેઓ ખુદા પાસે માગવાના બદલે આંખો મીંચીને પીર બાપુઓ પાસે માગવા દોડી જાય છે. પીર બાપુઓ તો એવા ભોલા શિકારની શોધમાં જ રહે છે. ખુદા તઆલા સૌ મુઅમિન મુસલમાનોને સત્ય પારખવાની સદબુધ્ધિ અતા કરે.

## ખૂના મરકી અને અંધાધુંધી ફેલાઈ જશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે ખુદાના રસૂલે (સલ.) સોગંદ લઈને ફરમાવ્યું કે :—

"દુન્યા ત્યાંસુધી ખત્મ ન થશે જ્યાંસુધી કે લોકો પર એવો વખત ન આવી લાગે કે ખૂનીને પણ આ વાતની ખબર ન પડે કે મેં ખૂન શા માટે કર્યું ? અને મરનાર પણ જાણી ન શકે કે મારૂં ખૂન શા માટે કરવામાં આવ્યું ?"

કોઈએ પૂછ્યું :—"આમ થવાનું કારણ શું ?" આપે ફરમાવ્યું :— "ફિત્નાઓના કારણે." [ ખૂનનું પ્રમાણ વધી જશે. ] પુનઃ ફરમાવ્યું :— "આ ફિત્નાઓમાં કત્લ કરનાર અને કત્લ થનાર બંને જહન્નમ ભેગા થશે." (મુસ્લિમ)

**સ્પષ્ટીકરણ :—**અહિં ખૂની [ કત્લ કરનાર ] જહન્નમ ભેગો થાય એ સ્પષ્ટ છે પણ કત્લ થનાર શા માટે જહન્નમમાં જશે ? એનું કારણ બીજી હદીસમાં આ પ્રમાણે બતાવવામાં આવ્યું છે કે તે પણ બીજાનું ખૂન કરવાનો લાગ શોધતો હતો. જેથી તે પણ જહન્નમી બનશે. (બુખારી)

આજકાલ જે અંધાધુંધી, અરાજકતા અને ખૂનના બનાવો બની રહ્યા છે તેનું કારણ ફિત્નાઓ વગર બીજું કશું નથી. કવમી પક્ષપાત,

પંથ–પૂજા, ફિર્કાવાદ અને ધર્માંધપણાને કારણે હઝારો ખૂનો થઈ રહ્યા છે. ખૂનીને ખબર પણ નથી પડતી કે તેણે કોનું ખૂન કર્યું છે. અને મરનારને પણ ખબર નથી પડતી કે મારૂં ખૂન કોણે અને શા માટે કર્યું છે? પોતાના પક્ષથી વિરૂધ્ધ હોય એવો માણસ દાવમાં આવે કે તરત તેને મારી નાખવામાં આવે છે. તેનું ખૂન વહાવવા માટે એટલું જ કાફી છે કે તે ખૂનીના પક્ષનો માણસ ન હતો. અમુક વ્યક્તિઓના સિદ્ધાંતોની લડાઇએ એવાં એવાં ભયંકર શસ્ત્રો જન્માવ્યાં છે કે શહેરોના શહેરો જોત જોતામાં હતાં ન હતાં થઈ જાય છે. વળી તઅજજુબીની વાત એ છે કે દરેક પક્ષ એવો દઅવો કરે છે કે અમારો મુદ્રાલેખ દુન્યામાં શાંતિ સ્થાપવાનો છે. હઝરત નબીએ કરીમે ફિર્કાવાદી કાપાકાપી વિષે ફરમાવ્યું છે :–

"જેણે એવા ઝંડા તળે રહીને યુદ્ધ કર્યું કે જેના વિષે તે જાણતો ન હોય કે આ ઝંડા તળે ભેગા થનારા હક પર છે યા બાતિલ પર છે. એ લોકો ધર્માંધપણાને ખાતિર જ ગુસ્સે થયા હોય અને ધર્માંધપણાને ખાતિર જ યુદ્ધની હાકલ કરતા હોય અને ધર્માંધપણાની જ મદદ થતી હોય તો અગર એવા યુદ્ધમાં તે માણસ માર્યો જાય તો જહાલતની મવતે જ મરેલો ગણાશે."

બીજી એક રિવાયતમાં છે કે :–

"તે માણસ અમારામાંથી નથી જે ધર્માંધપણાની દઅવત આપે, અને ધર્માંધપણા માટે લડાઈ કરે. અને ધર્માંધપણા પર જ મરી જાય." (મિશકાત)

એક સહાબીએ પૂછ્યું :–યા રસૂલલ્લાહ! ધર્માંધપણું એટલે શું?" આપે ફરમાવ્યું –"ઝુલ્મ પર પોતાની કવમનો પક્ષપાત કરવું."

## અમાનત અને વિશ્વાસઘાત

હઝરત હુઝૈફહ (રદી.) ફરમાવે છે કે રસૂલુલ્લાહે અમને બે વાતો

બતાવી જેમાંની એક હું જોઈ ચુક્યો છું અને બીજીની રાહ જોઉં છું. પહેલી વાત આપે એ બતાવી કે :—

"બેશક ઈન્સાનોના દિલોની ઉંડાઈમાં અમાનત ઉતારી દેવામાં આવી. ફરી લોકો તેની વિગતોને કુર્આનથી અને હુઝૂર (સલ.)ની રહેણી કરણીથી શીખી ગયા." [ એને હું પોતાની આંખે જોઈ ચુકયો છું. ]

બીજી વાત અમાનત ઉડી જવા વિષે હતી. તે વિષે આપે ફરમાવ્યું :—

"ઈન્સાન એક વેળા સુઈ જશે તો તેના દિલમાંથી અમાનત ઉડાવી લેવામાં આવશે. અને [ મૂળ અમાનતની જગાએ ] ટપકાં જેવું રહી જશે. ફરી બીજી વેળા સુઈ જશે તો બાકી અમાનત પણ ઉડાવી લેવામાં આવશે. અને તેની અસર ટપકાં જેટલી પણ ન રહેશે. જેવી રીતે તમે પોતાના પગ પર ચિણગારી નાખો તો ફોલ્લા ઉપસી આવે, જે ઉપરથી ફુલેલા હોય પણ અંદર કંઈ ન હોય."

પુનઃ ફરમાવ્યું :—"લોકો આપસમાં લેણદેણના મામલાઓ કરશે પણ કોઈ અમાનત પાછી ફેરવનારો ન મળશે. અને એવી ચર્ચાઓ થશે કે ફલાણા ગામમાં ફલાણા કુટુમ્બનો માણસ ભારે અમાનતદાર છે. [ એટલે શોધવાથી માંડ માંડ એકાદ અમનતદાર મળી આવશે ] અને ઈન્સાનના વખાણમાં એમ કહેવામાં આવશે કે ફલાણો માણસ ભારે હુશિયાર [ ચલતો પુરઝો ] છે, મોટો જ્ઞાતિ–ચતુર અને બુદ્ધિશાળી છે. ભારે મસ્ખરો, વિનોદી અને હસમુખો છે. અને બહુ જ બળવાન તથા બહાદુર છે. જો કે તેના દિલમાં રાયના દાણા જેટલું પણ ઈમાન ન હશે." (બુખારી, મુસ્લિમ)

એટલે : ઈમાનદારીના વખાણ ન થશે બલકે ચાલબાઝીના વખાણ થશે. આજે પણ આપણે જોઈ રહ્યા છીએ કે જે લોકો નમાઝ અને

ઇસ્લામના પાબંદ છે તેઓનો કોઈ ભાવ પણ પૂછતું નથી. બધા તેના તરફ આંગળી ચીંધી મસ્ખરીના રૂપમાં કહે છે: અરે! એ લાંબી દાઢીવાળો મુલ્લા શું જાણે! પણ જે માણસ દગાબાઝીથી કામ લેતો હોય, પ્રપંચ કરતો હોય, ધોકો આપતો હોય, કોર્ટોમાં ઘસડી જવાની ધમકી આપતો હોય, જૂઠાંનું સાચું કરી બતાવતો હોય, સાચાંનું જૂઠું કરતો હોય, ગ્રાહકોને છેતરવામાં ઉસ્તાદ હોય, પાંચના પચ્ચીસ કરતો હોય, તકડંચી અને લુચ્ચાઈ કરતો હોય, અનેકોના દબાવીને–પચાવીને બેઠો હોય, યતીમોનું હજમ કરી ગયો હોય, દેવાળાં કાઢતો હોય, જૂઠાઓનો સરદાર હોય, વાત વાતમાં બાંયો ચઢાવતો હોય, લેવા પછી દેવાનું નામ ન લેતો હોય, ગામા પહેલવાન પેઠે છાતી કાઢીને ચાલતો હોય અને બેઈમાનીઓ તથા બદમાશીઓ કરતો હોય તેવાથી આજે દરેક જણ દબાઈને ચાલે છે. અને લોકો તેના વખાણ કરતાં કહે છે: "અરે એનું ભેજું તો ગઝબનું છે. વકીલોને પણ ગળી જાય એવો છે. બેરિસ્ટરો તો એની આગળ પાણી ભરે છે. ભલભલાઓને મુઠ્ઠીમાં રાખીને ફરે છે. વગેરે. સાહેબો! એમાં કંઈ ખોટું હોય તો કહો!

હઝરત હુઝૈફહ (રદી.)એ અમાનતદારી અને ઈમાનદારીનો ઝમાનો પોતાની આંખથી જોઈ લીધો. અને અમાનત ઉડી જવાનો ઝમાનો આવે તે પહેલાં દુન્યાથી રૂખ્સત થઈ ગયા. પણ આપણી આંખો આજે તે ઝમાનાને જોઈ રહી છે. લોકોના દિલોમાંથી અમાનત ઉડી ગઈ છે. આજે તો એવી હાલત થઈ પડી છે કે જેનું લીધું હોય તેનું હજમ કરી જવું, ગમે તે રીતે દબાવી બેસવું અને ગળે પડી જવું. અગર કોઈ માણસ પોતાની વસ્તુ–પોતાનો હક ભૂલી જાય તો સામેવાળો માણસ અલ્લાહનો શુક્ર અદા કરે છે. તેને યાદ દેવાડવાની અને તેનો હક અદા કરવાની કોઈ તકલીફ નથી લેતું. દાખલા તરીકે કોઈ વેપારીને ત્યાંથી માલ લીધો હોય અને વેપારી તેના ખાતામાં લખવાનું ભૂલી ગયો હોય તો પોતે કદિ ન વિચારશે કે ચાલો આપણે તેનો હક અદા કરી દઈએ. અથવા વેપારીએ ભૂલથી કંઈ વધારે માલ મોકલી આપ્યો

તો પાછા ફેરવવાની કોશિષ ન કરતાં તેને પચાવી પાડવાની જ કોશિશ થશે. ઉપરથી ગાળો આપતાં કહેશે: આજે સા... દાવમાં આવ્યો છે. અહિં આ વાત યાદ રાખવી ઘટે કે ફક્ત માલ સાથે જ અમાનતદારીનો સંબંધ નથી બલકે ગમે તેનો હક આપણા ઝિમ્મે હોય તેને પચાવી પાડવું એ ખિયાનત જ છે. દ્રષ્ટાંત રૂપે હદીસમાં છે કે: "મજલિસો અમાનત સાથે હોય છે." એટલે મજલિસો, સભાઓ, મિટીંગો અને જલસાઓમાં ચર્ચાએલી વાતોને ખોટા રૂપે કે વધારી ઘટાડીને રજુ કરવું એ અમાનતદારીથી વિરૂદ્ધ છે. અથવા ખાનગી રીતે કંઈ વાત થએલી હોય તેને બાહર પાડી દેવું એ પણ ખિયાનત છે. વળી હુઝૂરે (સલ.) બીજી હદીસમાં ફરમાવ્યું છે કે :—

"જ્યારે કોઈ માણસ વાત કરે અને તેને છુપાવવા માટે ચારે તરફ જોતો હોય [ કે કોઈ સાંભળતું તો નથી ] તો તે વાત પણ અમાનત છે."

પુનઃ ફરમાવ્યું :—

"જેની સલાહ લેવામાં આવે તે અમાનતદાર છે." [ એટલે કોઈ કંઈ ખાનગી બાબતની સલાહ લેવામાં આવે પછી સામેવાળો માણસ તે વાતને ખુલ્લી કરી દે તો એ પણ ખિયાનત કરેલી કહેવાય. ]

પુનઃ ફરમાવ્યું :—

"આ મોટી ખિયાનત [ વિશ્વાસઘાત ] છે કે તમારો ભાઈ તમને સાચો સમજી રહ્યો હોય અને તમે તેને ખોટી સલાહ આપો."

પુનઃ ફરમાવ્યું :—

"જે શખ્સ કોઈ જમાઅતનો ઇમામ બન્યો, ફરી તેણે માત્ર પોતાના માટે દુઆ માગી અને નમાઝીઓ [ તથા ઉમ્મતને ] પોતાની દુઆમાં શામિલ ન કર્યા તો તેણે ખિયાનત કીધી."

પુનઃ ફરમાવ્યું :—

"જેણે રઝા વગર કોઈના ઘરમાં ઝાંખીને જોયું તો તેણે પણ ખિયાનત કીધી." (મિશકાત)

આ તમામ વાતો અમાનતદારીથી વિરૂદ્ધ છે. દરેક કવમ, દરેક પ્રજા અને દરેક કુટુમ્બમાં અક્લમંદી, ચાલાકી, બહાદુરી, ખૂશ અખ્લાકી, ખૂશ દિલી, માલદારી, કરકસર વગેરે આદર્શો તો અવશ્ય જોવામાં આવે છે, પણ ઇલ્મે હકીકી, શરાફત, સજ્જનતા, નબવી ગુણો, સંસ્કારો, સચ્ચાઈ, સખાવત, દયાવૃત્તિ, સહિષ્ણુતા, સબ્ર, આજ્ઞાપાલન, શિસ્ત પાલન, સંતોષ, ભોગ વૃત્તિ અને એવાજ સદાચરણો તથા આદર્શોનું શીખવું શીખાવવું તો દર કિનાર આજે તેનું સમજવું પણ નકામું અને ક્ષુલ્લક થઈ પડયું છે.

## માબાપ પર હુકુમત ચલાવવામાં આવશે
## સુંદર ઘરો પર ફખ્ર કરવામાં આવશે
## અણઘડ સત્તાધીશો પયદા થશે

હઝરત ઉમર (રદી.) અને હઝરત અબૂ હુરૈરહ (રદી)થી રિવાયત છે કે એક ગૃહસ્થ નબી (સલ.)ની પવિત્ર સેવામાં હાઝિર થયા અને પૂછવા લાગ્યાઃ—યા રસૂલલ્લાહ! કયામત કયારે આવશે?" આપે ફરમાવ્યું :—"હું અને તમે એ મામલામાં સરખાં છીએ." [ એટલે જેવી રીતે કયામતની તમને ખબર નથી તેમ મને પણ નથી. ]

તે ગૃહસ્થે ફરી પૂછયું :—"વારૂ તો કયામતની થોડીક નિશાનીઓ જ બતાવી દો."

આપે ફરમાવ્યું :—તેની અમુક નિશાનીઓ એ છે કે અવરતો એવી છોકરીઓનો જન્મ આપશે જેઓ પોતાની માતાઓ પર હુકમ ચલાવશે. અને તમે જોશો કે ઉઘાડા પગ અને ઉઘાડા બદનવાળા કંગાલો તથા

બકરાં ચરાવનારાઓ ઉંચા ઉંચા મહેલો બાંધશે અને તે પર ફખ્ર કરશે." (આ હઝરત ઉમર (રદી.)ની રિવાયતના શબ્દો છે.)

હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :–"જ્યારે તમે ઉઘાડા પગ અને ઉઘાડા બદનવાળાઓ, ગુંગાઓ તથા બહેરાઓને ઝમીનના બાદશાહ બનેલા જુઓ તો સમજી લેજો કે કયામત નઝદીક આવી ગઈ છે." (બુખારી, મુસ્લિમ)

સ્પષ્ટીકરણ :–આજે આપણે નરી આંખે જોઈ રહ્યા છીએ કે અવલાદ પોતાના માબાપ પર હુકુમત ચલાવી રહી છે. એવી અવલાદ પણ જોવામાં આવે છે જે માબાપને માર મારે છે, ગાળો આપે છે, દુઃખ આપે છે, સતાવે છે અને અમુક તો માબાપનું ખૂન પણ કરી નાખે છે. આલીશાન મહેલો પર ગર્વ લેનારા શેઠિયાઓ અને માલદારો પૈસાના ઝોરે નવા નવા મહેલો બંધાવતા ચાલ્યા જાય છે, પણ જેઓ પાસે પેટ પુરતું ખાવાનું નથી એવા ગરીબો પણ પોતાની અવલાદના પેટ પર પગ મૂકી વ્યાજે પૈસા લાવીને આલીશાન ઘરો બંધાવવાની ફિકરમાં છે. જ્યાં ઇન્સાનની અન્ય ખૂબીઓના વખાણ થાય છે ત્યાં સુંદર બંગલાઓ, ઉંચા મહેલો, આલીશાન ઇમારતો અને અપ-ટુ-ડેઈટ બેઠકોની પણ તારીફ થાય છે. ઉઘાડા બદન અને ઉઘાડા પગવાળા બાદશાહો તો હજી પયદા થએલા દેખાતા નથી. પરંતુ હુઝૂર (સલ.)ની ભવિષ્યવાણી પ્રમાણે ભવિષ્યમાં એવા બાદશાહો અવશ્ય પયદા થશે. અલબત વર્તમાન કાળમાં એવા સત્તાધારીઓ મવજૂદ છે જેઓને ગુંગા અને બહેરાની ઉપમા આપી શકાય. કેમકે તેઓમાં ન હક વાત સાંભળવાની લાયકાત છે, ન હક વાત કહેવાની હિંમત છે. તેઓના વિરોધી અખબારો અને વાજિંત્રો અને વિરોધી નેતાઓ તેઓના હક પર લાવવાના પ્રયત્નો કરે છે. તેઓના વિરુદ્ધ ભાષણો આપે છે. લેખો અને અગ્રલેખો લખે છે. પરંતુ ગવર્નર હોય યા પ્રધાન, સેનાપતિ હોય યા સૈનિક, ફોજદાર હોય યા ઉપરી અધિકારી, કોઇના કાન પરથી જું સુદ્ધાં સરકતી નથી. તેઓના કથનો જૂઠથી ભરપૂર હોય છે. તેઓના

મંતવ્યો દંભથી ઓતપ્રોત હોય છે. તેઓના નિવેદનો બનાવટથી છલોછલ હોય છે. તેઓના રિપોર્ટો ખોટા પ્રચારથી ખદબદતા હોય છે. તેઓના જૂઠા નિવેદનોની દાદ આપતાં આપતાં અખ્બારો પણ થાકી રહ્યાં છે. તંત્રીઓના કલમની શાહી પણ સુકાઈ રહી છે. કચડાએલી જનતાના દિલોમાંથી તેઓનો વિશ્વાસ ઉડી ગયો છે. ફરી તેઓ અણઘડ અને ના–લાયક પણ એટલા બધા હોય છે કે જે ખાતું તેમને સોંપવામાં આવે છે તેને પૈસા અને લાંચ રૂશ્વતની લાલચમાં કુબૂલ કરી લે છે, પણ તેની જોખમદારીઓને ઉપાડી શકતા નથી. વઝીર અને ગવર્નર બનવાની તેઓને પુષ્કળ હોંશ છે પણ પોતાની ના–લાયકીના કારણે તેની જવાબદારી અદા કરી શકતા નથી.

બુખારી શરીફમાં છે કે એક ગામડીયો હુઝૂર (સલ.)ની સેવામાં આવ્યો અને બોલ્યો :–"યા રસૂલલ્લાહ ! કયામત કયારે આવશે ?" આપે ફરમાવ્યું :–"જ્યારે અમાનતદારી જતી રહે તો કયામતની રાહ જોજે."

સવાલ કરનારે પુનઃ પૂછ્યું :–"અમાનતદારી શી રીતે જતી રહેશે ?" હુઝૂરે ફરમાવ્યું :–"જ્યારે નાલાયકોને ઓહદાઓ સોંપવામાં આવે."

એટલે : પ્રધાન બનવાને લાયક ન હોય એવાને પ્રધાન બનાવવામાં આવે, હુકુમતને લાયક ન હોય એવાને હાકિમ બનાવવામાં આવે, ઇમામતને લાયક ન હોય એવાને ઇમામ બનાવવામાં આવે, પ્રમૂખપદને લાયક ન હોય એવાને પ્રમૂખ બનાવવામાં આવે, સેક્રેટરી બનવાને લાયક ન હોય એવાને સેક્રેટરી બનાવવામાં આવે, મુતવલ્લી બનવાને લાયક ન હોય એવાને મુતવલ્લી બનાવવામાં આવે, દીની કે દુન્યવી તઅલીમ અપાવવાને લાયક ન હોય એવાને ઉસ્તાદ બનાવવામાં આવે. એ સિવાય બીજા ઓહદાઓ પર નાલાયકોને ચઢાવી દેવામાં આવે તો કયામતનો ઇન્તિઝાર કરજો. જ્યારે આમ બનવા લાગશે તો અમાનતદારી પણ ઉઠાવી લેવામાં આવશે. હુઝૂર (સલ.)ના ઇરિશાદથી સ્પષ્ટ થયું કે નાલાયક રાજ્ય કર્તાઓ સિવાય બીજા ઓહદેદારો પણ નાલાયક જ હશે. જેમકે

આજકાલ નાસ્તિક, ફાસિક, બદકાર, બખીલ અને બદ અખ્લાક માણસો મોટા મોટા ઓહદાઓ પર બિરાજમાન થઈ ગયા છે. પાર્લામેન્ટના મેમ્બરો એટલા બધા અણઘડ હોય છે કે નજીવી નજીવી બાબતોની ચર્ચામાં હફતાઓ પસાર કરી નાખે છે છતાં કોઈ નતીજા પર પહોંચતા નથી. આજકાલ જેઓ પ્રતિષ્ઠિત, આબરૂદાર અને બુદ્ધિશાળીઓમાં ખપી રહ્યા છે તેઓ પૈસાના ઝોરે મહાન બની બેઠા છે. અખબારોમાં તેઓની શાનદાર કારકિર્દિઓના જે સમાચારો પ્રગટ થતા રહે છે તેને વાંચશો તો ખબર પડશે કે એ મહાન માણસો એવા એવા "ધંધાઓ" અને "કાળાં કામો" કરી રહ્યાં છે કે શયતાન પણ શરમથી નીચી મુંડી કરી હાલી નિકળે છે. એનાથી આપણને લાગે છે કે હુઝૂર (સલ.)ની આ ભવિષ્યવાણી કે :—

"કયામત ત્યાંસુધી ન આવશે કે જ્યાંસુધી દુન્યાનો સૌથી મોટો ભાગ એવા માણસને ન મળે જે પોતે પણ નીચ હોય અને તેનો બાપ પણ નીચ હોય."

બહુ જ જલ્દી પુરી થનારી છે. ચાલુ ઝમાનામાં બુલંદ ચરિત્રના માલિક હોય એવા સંસ્કારી અને સજ્જન પુરૂષો બહુ જ ઓછા જોવામાં આવે છે. તે ઝમાનો જલ્દી આવનાર છે જેનું બુખારી શરીફમાં વર્ણન છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"નેક માણસો એક પછી એક મરી જશે. બેકાર અને નકકામા માણસો રહી જશે. જેવી રીતે રદ્દી જવ અથવા રદ્દી ખજૂરનો કચરો રહી જાય. ખુદાને એવાઓની ઝરા પણ પરવા ન હશે."

તિરમિઝીમાં છે કે અલ્લાહના નબીએ (સલ.) ફરમાવ્યું :—

"કયામત ત્યાંસુધી ન આવશે કે તમે પોતાના ઇમામ [બાદશાહ]ને કત્લ ન કરી નાખો અને તલવારો લઈ આપસમાં આથડી ન પડો. અને બદમાશ માણસો દુન્યાના વારસદાર ન બની બેસે."

## ધરતીકંપો અને તોફાનો આવશે પત્થરોનો વરસાદ વરસશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.)નું વૃત્તાંત છે કે ખુદાના રસૂલે (સલ.) ઈરશાદ ફરમાવ્યો :—

"જ્યારે ગનીમતના માલને બાપનો માલ સમજવામાં આવે અને અમાનતને ગનીમતનો માલ સમજી પચાવી પાડવામાં આવે, અને ઝકાતને દંડ તરીકે સમજવામાં આવે, અને દીની તઅલીમને દુન્યાની કમાણી માટે હાસિલ કરવામાં આવે અને ઈન્સાન પોતાની બૈરીની તાબેદારી કરવા લાગે અને પોતાની માને સતાવવા લાગે અને પોતાના દોસ્તને નઝદીક કરી પોતાના બાપને દૂર કરી દે. અને મસ્જિદોમાં [ દુન્યાની વાતોનો ] શોર થવા લાગે, અને બદ–દીન માણસો પોતાના ખાનદાનના સરદાર બનવા લાગે, અને નીચ માણસો કવમના સલાહકાર અને જવાબદાર બનવા લાગે, અને ઈન્સાનની ઈઝઝત એટલા માટે થવા લાગે કે તે કંઈ શરારત ન ફેલાવી દે [ એટલે ધાકના લીધે તેની ઈઝઝત કરવામાં આવે ] અને ગાવા વગાડવાવાળી અવરતો તથા ગાવા વગાડવાના સાધનોની રેલછેલ થઈ જાય અને લોકો ભર બઝારે શરાબ પીવા લાગે, અને બાદમાં આવનારા લોકો ઉમ્મતના આગલા બુઝુર્ગોને ભાંડવા લાગે તો તે સમયે લાલ આંધી અને ધરતીકંપોની રાહ જુઓ. ઝમીનમાં ધસી જવા, શિકલો બગડી જવા અને આકાશ પરથી પત્થરોનો વરસાદ વરસવાની રાહ જુઓ. અને આ અઝાબોની સાથે બીજી તે નિશાનીઓની પણ પ્રતિક્ષા કરો જે એક પછી એક એવી રીતે પ્રગટ થશે જેમ કોઈ હારની દોરી તૂટી જાય અને દાણા એક પછી એક પડવા લાગે." (તિરમિઝી)

હઝરત અલી (રદી.)થી પણ આ હદીસ રિવાયત થએલી છે તેમાં આટલો વધારો છે કે પુરૂષો રેશમી પોશાક પહેરવા લાગશે. ઉપલી હદીસમાં જે વાતોની આગાહી કરવામાં આવી છે તે આજે ખરી પડી રહી છે. તેમાંની અમુક વાતો [ ધરતીકંપો વગેરે ] તો ઠેકઠેકાણે માલમ પણ પડી રહી છે. અગર ઉમ્મતના કરતુતોનું અવલોકન કરવામાં આવે અને ફરી ધરતીકંપો, બોમ્બો વગેરેના રૂપમાં જે અઝાબો ઉતરી રહ્યા છે તેનો વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ થઈ જશે કે આજે જે કંઈ સંકટો, આફતો, તોફાનો અને દુ:ખો ઉતરી રહ્યાં છે તે આપણા જ પાપો અને કુકર્મોનું ફળ છે. આ હદીસની મૂળ ઇબારતના અલગ અલગ વિભાગોનું સ્પષ્ટીકરણ કરૂં છું :

## ગનીમતના માલને બાપનો માલ સમજવામાં આવશે

"ગનીમતના માલને બાપનો માલ સમજવામાં આવશે." એનું વિવરણ કરતાં "લમઆત"ના કર્તા લખે છે : "એની મતલબ એ છે કે માલદારો અને ઓહદેદારો ગનીમતના માલને—જે ફકીરો, મિસ્કીનો અને સામાન્ય મુસલમાનોનો હક હોય છે—આપસમાં વહેંચી લે, અને હકદારોને આપવાને બદલે ફકીરોનો હક પોતે જ દબાવી બેસે."

"લમઆત"ના કર્તાનું છેલ્લું વાકય કે : "ફકીરોનો હક પોતે જ દબાવી બેસે." એ આ વાત તરફ ઈશારો છે કે હદીસમાં ગનીમતના માલને તો દાખલા તરીકે વર્ણવ્યો છે. તાત્પર્ય એ છે કે માલદારો, તવંગરો, વગદારો, લાગવગવાળાઓ, ફકીરો તથા હકદારોનો હક મારવા લાગશે. જેમકે ચાલુ ઝમાનામાં વકફો તથા ટ્રસ્ટો વિષે આપણે દેખી રહ્યા છીએ કે મસ્જિદના મુતવલ્લીઓ, મદ્રસાના મુહતમિમો, યતીમોના વડીલો, યતીમખાનાના સંચાલકો અને અન્ય સંસ્થાઓના કાર્યવાહકો હકદારોનો હક મારી રહ્યા છે અને યતીમો, બેવાઓ, મદ્રસાઓ તથા મસ્જિદોના પૈસા પર તાગડધિન્ના કરી એશ આરામ કરી રહ્યા છે. રજિસ્ટરોમાં સાચાં જુઠાં ખાતાંઓ પાડી નાણું ઉચાપત કરી ખુબ

માલ મસીદા ઉડાવી રહ્યા છે. ન તેઓને ખુદાનો ખવફ છે ન આખિરતની ચિન્તા છે. હવે તો પોતાના અંગત સ્વાર્થો સાધવા માટે મદ્રસાઓ, યતીમખાનાઓ, અનાથાશ્રમો, વિધવા આશ્રમો અને ફ્રી હોસ્પીટલો સ્થાપવાની પ્રથા ચેપી રોગ પેઠે ફેલાઈ રહી છે. કુર્આન, હદીસ અને ઈસ્લામના નામ પર ઉઘરાણાંઓ કરી તેનાથી મોજ મઝા ઉડાવવામાં આવે છે. સ્કૂલોના લાભાર્થે નાટકો ભજવાય છે. બાઈસ્કોપો દેખાડાય છે. કવ્વાલીઓ ગોઠવાય છે. અને ગાન તાનની મિહફિલો આરાસ્તા કરાય છે. અને સ્વાર્થી તકસાધુઓ તેનાથી પોતાના ખીસા ગરમ કરે છે. આ વાત કંઈ મેં મારા ભેજાંમાંથી ઉપજાવી કાઢેલી નથી. બલકે આપ પોતે પણ એવા દાખલાઓ જોઈ રહ્યા હશો. એમાં કંઈ ખોટું હોય તો કહો.

આગળ ચાલો, હદીસનું બીજું વાક્ય છે કે:–"અમાનતને ગનીમતનો માલ સમજી પચાવી પાડવામાં આવશે." એની મતલબ એ છે કે કોઈ માણસ અમાનત તરીકે માલ સોંપી જાય તો સામેવાળો માણસ તેમાં વિશ્વાસઘાત અને દગાબાઝી કરવાનું બિલકુલ ચુકે નહિં તે તેને એવી રીતે વાપરી નાખે જાણે બાપનો માલ ન હોય! જાણે કાફિરો સાથે લડીને જિહાદમાંથી ન લુંટી લાવ્યો હોય! જાણે બાપ દાદાના વારસામાંથી ન મળ્યો હોય!" આગળ વાંચો:–

## ઝકાતને દંડ તરીકે સમજવામાં આવશે

"ઝકાતને દંડ તરીકે સમજવામાં આવે." અર્થાત: ઝકાત આપવું એવું ભારે લાગે જેમ દંડ ભરવાનું ભારે લાગે છે. ખાત્રી ન થતી હોય તો પોતાની આસપાસ નઝર ઉઠાવીને જુઓ. કેટલા માલદારો છે જેઓ પોતાના માલમાંથી પુરેપુરી ઝકાત કાઢે છે? કેટલા શેઠીયાઓ છે જેઓ અલ્લાહના માર્ગમાં પોતાનો માલ છુટા હાથે વાપરે છે? કયો તવંગર આજે ખૂશદિલથી ખૈરાત કરે છે? કયો માલદાર આજે ગરીબો, યતીમો, બેવાઓ અને પીડીતોની ખબરગીરી કરે છે? એવા સંગદિલ અને તંગદિલ શેઠીયાઓ અલ્લાહે આપેલી દવલત પર અજગર બનીને

બેસી ગયા છે. ન પોતે ખાય છે ન લોકોને ખવડાવે છે. અહિંના સેંકડો ધનવાનો એવા છે જેઓ ફક્ત માલની ઝકાત જ કાઢે તો એક પણ ભિખારી ભીખ માગતો ન દેખાય. તમે તેઓ પાસે અલ્લાહ વાસ્તે ઉઘરાણું લઇને જાવ તો તેઓ પોતાની ઓફિસો અને ઘરોમાં એવી રીતે ભરાઈ જશે જેમ ઉંદર બિલાડીને જોતાં દરમાં ભરાઈ જાય છે. તેઓ અલ્લાહ વાસ્તે તમને પાઈ પણ ન આપશે પરંતુ મોટરોના સહેલ સપાટા અને મોજશોખ પાછળ હઝારો ખર્ચી નાખશે. ગરીબોની હાય લઈ લઇને એકઠો કીધેલો પૈસો એક દિવસ ઝુરૂર રંગ લાવશે. મહાકવિ તુલસીદાસ કહે છે :—

> તુલસી ! આહ, ગરીબ કી કભુ ન ખાલી જાય,
> મુવે ઢોર કે ચામ સે લોહા ભસમ હો જાય.

એવા દવલતમંદો અને શેઠીયાઓએ યાદ રાખવું જોઇએ કે તેઓ ખુદાએ આપેલી દવલત પર સાપ પેઠે ગુંચળું વળીને બેસી તો ગયા છે પણ એક દિવસ ખુદાની ગેબી લાકડીનો એવો તો ઝોરથી ફટકો પડશે કે તેના તમામ વળો નિકળી જશે. રાજા મહારાજાઓ અને નવાબોના દાખલા તાઝા જ છે. તેઓ એવા ખોવાઈ ગયા છે કે આજે તેઓનો પત્તો પણ લાગતો નથી. ત્યારે તમે કયા ઝાડના મૂળિયાં અ.વી ગયા ? એક શાઇરિ કહે છે :—

> બયક ગરદિશે ચર્ખે નીલૂફરી,
> ન હિટલર બજા માન્દો ન હિટલરી.

બીજી હદીસોમાં ઝકાત ન આપવાના ખરાબ પરિણામોનો ઉલ્લેખ થએલો છે. ઉદાહરણ રૂપે ઇબ્ને માજહની રિવાયત છે કે :—

> "જે લોકો પોતાના માલની ઝકાત રોકી લેશે તેઓથી વરસાદ રોકી લેવામાં આવશે. અહિં સુધી કે અગર ચોપગાં પ્રાણીઓ [ ગાય, ભેંસ, બળદ વગેરે ] ન હોય તો બિલકુલ જ વરસાદ ન થાય."

એટલે ઝકાત નહિં આપવા છતાં જે કંઈ થોડો વરસાદ પડી જાય છે તે ઈન્સાનો માટે નહિં પણ જાનવરો માટે અલ્લાહ તઆલા વરસાવે છે. એ જાનવરોની સાથે ઈન્સાનો પણ બખ્શાઈ જાય છે. કેટલી બધી શર્મ ભરેલી વાત છે કે ઈન્સાન પોતે અલ્લાહની રહેમતને લાયક ન રહે અને જાનવરોના તુફેલમાં તેને પાણી મળે. આગળ ચાલો :–

## દુન્યા કમાવા માટે દીની ઈલ્મ હાસિલ કરશે

ઉપલી હદીસમાં એક વાકય છે કે :–"દીની તઅલીમને દુન્યાની કમાણી માટે હાસિલ કરવામાં આવે." આજકાલના મવલ્વીઓ, આલિમો, હાફિઝો, કારીઓ દુન્યવી જાહોજલાલી, માલ દવલત અને નોકરીઓ મેળવવા માટે દીની તઅલીમ હાસિલ કરી રહ્યા છે. થોડાક પૈસા મળી જાય તો એકાદ વઅઝ પણ ફરમાવી નાખે. કુર્આન પણ શીખવી દે. મવલૂદ પણ પઢાવી દે. ઈમામત પણ કરી નાખે અને પાંચે વખતની પાબંદી સાથે મુસલ્લા પર બેઠેલા પણ દેખાય. પરંતુ જો તેઓની નોકરીઓ છુટી જાય તો અલ્લાહના વાસ્તે એક કલાક પણ કુર્આનનો સબક ન આપે. ઈમામત છુટી જાય તો તેઓ અલ્લાહ વાસ્તે એક વખતની નમાઝ પણ ન પઢાવે. પરંતુ અલ્લાહે જેઓને દીની સમજ આપી છે તેવા આલિમો, મોલવીઓ, હાફિઝો અને કારીઓ એમાંથી બાકાત છે. આગળ વાંચો.

"ઈન્સાન પોતાની બૈરીની તાબેદારી કરવા લાગે અને પોતાની માને સતાવવા લાગે." એટલે બૈરીની દરેક જાઈઝ ના–જાઈઝ વાતો આગળ તાબેદાર ગુલામ પેઠે માથું નમાવી દે અને મા કંઈ કહે તો તેને મારવા તૈયાર થઈ જાય. તેનું કહ્યું ન માને, તેનું માન ન જાળવે, મોઢા પર સામો જવાબ આપે, અને માની તાબેદારી કરવાના બદલે બૈરીની ગુલામી કરવા લાગે. આજે માને ઠોકરે મારી બૈરીની ગુલામી કરતા "ઝન–મુરીદો" અને બાયલાઓ તમને પોતાના ગામ, શહેર, મુહલ્લા કે આડોશ પાડોશમાં નથી દેખાતા શું? આગળ વાંચો :–

## અવલાદ પોતાના બાપને હડસેલી કાઢશે

"પોતાના દોસ્તને નઝદીક કરે અને બાપને દૂર કરી દે." એટલે દોસ્તને તો ઉમકળા ભેર આવકાર આપે, તેનું માન સન્માન કરે, તેની સેવા ચાકરી માટે થોડો થોડો થઈ જાય પણ બાપને જોતાં જ મોઢું સંતાડવા લાગે કે રખેને ટચરો કંઈ કામ સોંપશે. બાપની ખિદમત ચાકરી કરવાના બદલે તેને ધુત્કારી કાઢે, તેના હુકમોની દરકાર ન કરે, વાત વાત પર સામો જવાબ આપે. અને આ રીતે બાપના બદલે દોસ્તનો વધુ ખ્યાલ રાખે. અને બાપ પર દોસ્તને સરસાઈ આપે. આજે તમે જ્યાં જોશો ત્યાં એજ હાલત દેખાશે. ચાલુ ઝમાનાના બરખુરદારો અને ચિરંજીવીઓ દોસ્ત માટે જીવ આપવા તૈયાર થઈ જશે પણ બાપ કંઈ કહે તો તેની ગળચી પકડીને તમાચો લગાવી દેશે. શું એવા બરખુરદારો તમે પોતાની આંખે નથી જોયા? અરે જરૂર જોયા હશે. હઝરત અકબર અલાહાબાદી ફરમાવે છે :—

હમ અયસી કુલ કિતાબેં
કાબિલે ઝબ્તી સમજતે હંય;
કે જિનકો પઢ્હ કે બેટે
બાપ કો ખબ્તી સમજતે હય.

હઝરત અલી (રદી.)ની રિવાયતના શબ્દો આ પ્રમાણે છે :—"દોસ્તની સાથે સુલૂક કરે અને બાપ પર ઝુલ્મ કરે."

ચાલુ ઝમાનામાં આપણે જોઈ રહ્યા છીએ કે અવલાદ પોતાના માબાપની ખિદમત ચાકરીથી તદ્દન લા—પરવા બની ગઈ છે. કેટલાક મૂઝીઓ તો એવા પણ છે જેઓ માબાપની સેવા તો કયાંથી કરે ઉલટા તેઓને ગાળો ભાંડે છે. અપમાન કરે છે અને મેથીપાક [ડંડાનો સ્વાદ] ચખાડવાનું પણ ચુકતા નથી. જો કે લાંબી ઝિન્દગી, સુખી જીવન અને વિશાળ રોઝી મેળવવા માટે માબાપ અને સગાં સ્નેહિઓ સાથે નેક વર્તાવ કરવાને હદીસોમાં અનિવાર્ય લેખવામાં આવ્યું છે. બયહકીની એક રિવાયતમાં છે કે :—

"ખુદાવંદ તઆલા પોતાની મરજીમાં આવે તે ગુનાહને મુઆફ કરી દેશે, પરંતુ માબાપને સતાવવાની શિક્ષા મરવા પહેલાં દુન્યામાં જ ચખાડી આપે છે."

આગળ વાંચો :—"મસ્જિદોમાં દુન્યવી વાતોનો શોર થવા લાગે."

એટલે : મસ્જિદોનો અદબ, ઇહિતિરામ તથા માનની લાગણી લોકોના દિલોમાંથી નિકળી જશે. મસ્જિદો લોકોના બુમ બરાડા અને શોર બકોરથી ગુંજી ઉઠશે. આજે જ્યાં જુઓ ત્યાં મુસલ્લી લોકો ખુદાના પાક ઘરોની સાથે એજ મામલો કરી રહ્યા છે.

## બદદીન માણસો ખાનદાનના સરદાર બનશે

"બદદીન માણસો ખાનદાનના સરદાર બનવા લાગે, અને નીચ માણસો કવમના જવાબદાર બનવા લાગે."

આજની સુધરેલી પ્રજા પોતાના ખાનદાનના પરહેઝગાર લોકોને પોતાના વડીલ કે ઉપરી નથી બનાવતા. તેઓ કહે છે : "એ પાંચ વખતની નમાઝ પઢનાર અને ચહેરા પર દાઢીની ઝાડી રાખનાર ડોશો શું સમજે ! એની અકકલ તો બચ્ચાં જેવી છે. અરે ભાઈ ! સાઠી બુદ્ધિ નાઠી. એવા બુઢ્ઢાઓને વડીલ બનાવીએ તો ચૂડીઓ પહેરીને ઘરમાં બેસવું પડે. ન બાઈસ્કોપમાં જવા દે ન નાટકમાં જવા દે. માટે એવાઓથી તો દૂર જ રહેવું. અલબત જેની મૂછો મોટી મોટી હોય, પેટ આગળ વધેલું હોય, ભૂલથી એ મસ્જિદમાં ન જતો હોય, રોઝહને ભૂખમરો સમજતો હોય, અને મોલવી મુલ્લાઓને ભાંડતો હોય એવો બદદીન માણસ આજે ખાનદાનના વડીલો અને સરદારોમાં ખપી રહ્યો છે.

કોઈ જમાઅતનો પાયો નંખાતો હોય, કોઈ સંસ્થાની સ્થાપના થતી હોય—ભલે તે શુધ્ધ ઇસ્લામી સંસ્થા હોય અને ભલે તેના બંધારણો ખાલિસ મઝહબી હોય—પણ તેના ચેરમેન કે સેક્રેટરી તરીકે એવા માણસને ચુંટવામાં આવશે જેમાં દીનદારી તથા ઇસ્લામિયતનો છાંટો પણ ન હશે.

## બદમાશોની ઈઝઝત થવા લાગશે

હદીસમાં આગળ ફરમાવ્યું છે કે :—"ઇન્સાનની ઈઝઝત એટલા માટે કરવામાં આવે કે તે કોઈ શરારત ન ફેલાવે."

એટલે દિલમાં તો તેનું જરાએ માન ન હોય બલ્કે તેનાથી નફરત કરતો હોય પણ ઝાહિરી રીતે તે સામો આવે કે તરત તેના માનમાં ઉભો થઈ જાય. જેમકે ફલાણા નવાબ સાહેબને "આદાબ અર્ઝ" ન કરીશું, ફલાણા ફોજદાર સાહેબને દંડવત ન કરીશું, ફલાણા શેઠને વાંકા વળીને સલામી ન આપીશું, ફલાણા પટેલ સાબને નમસ્તે સરકાર! ન કરીશું, ફલાણા હવાલદારને સાહેબજી! ન કરીશું તો તે આપણને કંઈ નુકશાનીમાં ઉતારી દેશે. સત્તા અને પૈસાની તુમાખીમાં તે આપણને જેલમાં મોકલાવી દેશે. આજે આબેહૂબ એજ પ્રમાણે બની રહ્યું છે કે નહિં ? એવા બદમાશ માણસો આંખ સામે હાઝિર હોય ત્યાંસુધી તેની ઈઝઝત કરવામાં આવે છે પણ જ્યાં આંખ આગળથી દૂર થયો કે તેના પર ગાળોનો વરસાદ વરસાવવામાં આવે છે. કે સાલો બદમાશ છે. પાજી છે. મૂઝી છે. આફત છે. બલા છે. કોઇનો પીછો પકડે તો જીવ લઇને છોડે છે. મનહૂસને ફાંસીએ લટકાવવો જોઇએ. મરદૂદને ઠાર કરી દેવો જોઇએ. પણ એજ માણસ જ્યાં આંખ સામે આવે કે તેને જોતાં જ ભીંગાએલી મરઘી જેવા બની જાય છે અને વખાણોના પુલ બાંધે છે કે અરે સરકાર! તમે તો ગરીબોના બેલી છો. અરે નવ્વાબ સાહેબ! આપ તો અમારા મુરબ્બી છો. અન્નદાતા છો. આપ ન હોતે તો અમારાં બાલબચ્ચાં રવડી જતે. જી હાં, પટેલ સાહેબ! તમારી તો કંઈ વાત થાય!

આજે મારતે મિયાંઓના હાથમાં સત્તાની લગામ આવી જવાથી અને કમીનાઓના હાથમાં માલ દવલત ચાલી જવાથી જનતા એટલી બધી બીકણ અને નમાલી થઈ પડી છે કે કોઇના મોઢા પર હક વાત કહેવાથી પણ લાચાર છે. કોઈ ઝુલ્મી ઓહદેદારને અલ્લાહ રસૂલનો

હુકમ સંભળાવવા જેટલી પણ તેમાં તાકત નથી. આમ હુઝૂર (સલ.)ની આ ભવિષ્યવાણી આજે તદ્દન ખરી પડી રહી છે. આગળ વધો :–

## ગાવા વગાડવાના સાધનોની રેલછેલ થઈ જશે

હદીસમાં આગળ ફરમાવવામાં આવ્યું છે કે :–"ગાવા વગાડવાવાળી અવરતો અને ગાન તાનના સાધનોની રેલછેલ થઈ જશે."

જેમકે ચાલુ ઝમાનામાં આપણે જોઈ રહ્યા છીએ કે જ્યાં થોડા ઘણા પૈસા હાથમાં આવ્યા અથવા કોઈ નોકરી મળી ગઈ કે તરત ખેલ, કૂદ અને ગાવા વગાડવાની વસ્તુઓ ખરીદવામાં આવે છે. ઘરમાં રેડીઓ અને ગ્રામોફોન હોવું આજે તરક્કીની નિશાની અને સુધરેલ–પણાનું ધોરણ ગણાય છે. ઘરમાં રેડીઓ વગડી રહ્યો છે. માબાપ, જવાન ભાઈ બહેન અને નાના મોટાં માણસો ભેગાં થઈ પ્રેમરસથી ભરપૂર ગઝલો, ગંદા ગાયનો, શહવતને ઉશ્કેરનારા ફિલ્મી ગીતો, બિભત્સ ઠઠ્ઠાઓ અને ઇશ્કિયા નાટકો સાંભળી રહ્યાં છે. આજે શાદી વિવાહ, સાલગિરહ અને બીજા ટાંકણાંઓમાં નાચ ગાયન તથા રેડીઓની ગોઠવણ ન હોય તો તે ફિક્કાં અને નિરસ ગણાય છે. બુઝુર્ગો, વલીઓ અને ધર્માત્માઓના મઝારો પર ઉર્સના નામે ધતીંગો થઈ રહ્યા છે. ગાન તાનની ગોઠવણ કરી દિલ બેહલાવવામાં આવે છે. કવ્વાલોની કવ્વાલી અને રંડીઓના નાચમાં એટલા બધા તલ્લીન બની જાય છે કે નમાઝની પણ ફુરસત નથી મળતી. નમાઝ ભલે છુટી જાય પણ કવ્વાલની કવ્વાલી ન છુટવી જોઇએ. જે વલીઓ અને મહાત્માઓના જીવનો આવા ધતીંગોને નાબૂદ કરવામાં વિત્યાં હોય તેઓના જ મઝારો આવા ધતીંગો અને ખેલ તમાશાના અડ્ડા બની જાય એ કેટલું બધું અફસોસજનક છે. વિચાર કરો કે આવા વાહયાત તમાશાઓ અને ધતીંગોથી તે બુઝુર્ગોની રૂહને કેટલી બધી તકલીફ થતી હશે! નબીએ કરીમ (સલ.)ની એક હદીસ છે કે :–

"ગાયન દિલમાં નિફાક પયદા કરે છે જેવી રીતે પાણી ખેતી ઉગાડે છે." (બયહકી)

બીજી એક હદીસમાં છે કે :—

"મારા રબે મને તમામ જગત માટે રહમત તથા હાદી બનાવીને મોકલ્યો છે અને મને હુકમ આપ્યો છે કે ગાવા વગાડવાના સાધન અને મૂર્તિઓ અને સલીબ (ક્રોસ) અને જાહિલિય્યતની તમામ વસ્તુઓને મિટાવી દઉં." (મસ્નદે અહમદ)

આજકાલ ગાવું વગાડવું એ જીવનનું એક મહત્વનું અંગ બની ગયું છે. અને મિયાં બીબીની પસંદગી આજે દીનદારી તથા નેકીના ધોરણે નથી થતી. બલ્કે મરદ આજે એવી નાઝનીનને શોધે છે જે એક્ટ્રેસો પેઠે મીઠા હલકે ગાવું જાણતી હોય અને થનગન થનગન નાચનારી હોય. વળી બીબી પણ એવા ધણીને શોધે છે જે એક્ટરોની છટાથી ચાલતો હોય, એક્ટરોની અદાએ વાત કરતો હોય અને સૂટ બૂટમાં સજ્જ થઈ પટીયાં પાડી "ફાંકડા ફિતૂરી" જેવો રહેતો હોય. આજે પૈસાની લાલચમાં શરીફઝાદીઓ અને ખાનદાની ઘરની વહુ બેટીઓ માબાપની ઈઝ્ઝત પર પાણી ફેરવી સ્ટેજ પર આવી રહી છે. સીનેમા કંપનીના દલાલો તથા એજન્ટો તેઓને બેહલાવી ફોસલાવીને બરબાદ કરી રહ્યા છે. તેઓની ઈસ્મત આબરૂને લુંટી રહ્યા છે. એક મુસલમાન છોકરી પ્રખ્યાત થવાના ઝનૂનમાં ન કરવાના કામો કરી રહી છે. પોસ્ટરો અને અખબારોમાં તેઓના ફોટાંઓ પ્રગટ થાય છે, તેઓનો પરિચય કરાવવામાં આવે છે, તેઓના ગીતો અને નૃત્યોના વખાણ કરવામાં આવે છે ત્યારે તેઓના દિલ આનંદ અને હર્ષની લાગણીઓથી છલકાઈ જાય છે. તેઓની હિંમત ઓર બી વધી જવા પામે છે અને તેઓ આવી બેહયાઈના કામો કરવા માટે ઓર બી કમર કસી લે છે. હવે તો સમયની માંગને અનુસરી નૃત્યો તથા ગાયનોની નોખી સ્કૂલો સ્થપાઈ રહી છે. આજે રેડીઓ દ્વારા સારામાં સારાં કામો લઈ શકાય

છે. તે ઈસ્લામી તઅલીમ અને ઉચ્ચ ચરિત્રની વાતો ફેલાવવાનું સર્વોત્તમ સાધન છે પરંતુ તેમાં પણ દીની વાતો જવલ્લેજ બ્રોડકાસ્ટ થાય છે. વધુ ભાગે તો ફિલ્મી ગીતો જ વગડી રહેલાં સંભળાય છે. અફસોસ! વર્તમાન સમયની જવાબદાર વ્યક્તિઓ પણ ઈસ્લાહી પ્રોગ્રામ લઈને આગળ વધી શકતી નથી. સૌથી વધુ આશ્ચર્યજનક બિના એ છે કે જે દેશો પોતાને ઈસ્લામી રાજ્યમાં ખપાવી રહ્યાં છે. ત્યાં પણ નાચ ગાન, ખેલ તમાશા અને સિનેમા નાટકો પર કોઈ પ્રકારનો અંકૂશ નથી. જ્યારે હુઝૂરે (સલ.) ગાવા વગાડવાવાળી અવરતો તથા ગાવા વગાડવાના સાધનોનો પોતાની પવિત્ર જીભે ઉલ્લેખ કર્યો હશે તો સહાબાની આંખ સામે તેનો તાદ્રષ્ય ચિતાર નહિં આવ્યો હશે જેને આપણે આજ પોતાની આંખે જોઈ રહ્યા છીએ. કુરબાન જાવ એવા હાદી અને માર્ગદર્શક પર જેણે સાડા તેર સો વરસ પૂર્વે ઈન્સાનોની વર્તમાન ખરાબીઓની ભવિષ્યવાણી સંભળાવી દીધી.

## છડેચોક શરાબ પીવાવા લાગશે

હદીસમાં આગળ ફરમાવ્યું છે:—"અને શરાબ છડેચોક પીવાવા લાગશે."

શું એના ખુલાસાની પણ કંઈ ઝુરૂરત છે? બધા જાણે છે કે આજે ભર બઝારમાં મુસલમાન લોકો શરાબના દવર ચલાવી રહ્યા છે. માનવામાં પણ નહિં આવે એવા સૂફી ગણાતા સજ્જનો શરાબ ઢીંચી રહ્યા છે. ઈસ્લામી રાજ્યોમાં શરાબનો તેવો જ રિવાજ છે જેવો ગયર ઈસ્લામી રાજ્યોમાં. બલકે ઈસ્લામી રાજ્યો શરાબની બાબતમાં કંઈક આગળ વધેલાં જ દેખાશે.

## બુઝુર્ગોને ગાળો આપનારા પયદા થશે

આગળ ફરમાવ્યું છે:—"બાદમાં આવનારા લોકો ઉમ્મતના ગુઝરી ગએલા નેક લોકો પર લઅનત વરસાવવા લાગશે."

ચાલુ ઝમાનામાં આ ભવિષ્યવાણી પણ ખરી પડી રહી છે. અમુક શીઆ પંથીઓ ભર બઝારમાં સરઘસો કાઢીને હુઝૂર (સલ.)ના સહાબાઓને ગાળો આપી રહ્યા છે. એવી વાતોથી આપણે અલ્લાહની પનાહ માગીએ છીએ.

## નમાઝ પઢાવવાથી ઇન્કાર થશે

હઝરત બીબી સલમહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના નબીએ (સલ.) ફરમાવ્યું :—

"બેશક કયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ છે કે મસ્જિદવાળા (ઇમામત માટે) એક બીજાને ધકેલશે. અને કોઈ ઇમામ ન મળશે જે તેઓને નમાઝ પઢાવી દે." (મિશકાત)

મતલબ એ છે કે કયામતના કરીબ એવો ઝમાનો આવશે કે નમાઝીઓ નમાઝ પઢવા માટે મસ્જિદમાં ભેગા થશે. પણ ઇમામત કરવા માટે કોઈ તૈયાર ન થશે. જેને પણ ઇમામત માટે વિનંતી કરવામાં આવશે તે એમ જ કહેશે કે ભાઈ! હું ઇમામતના લાયક નથી. ફલાણા સાહેબને કહો તેઓ નમાઝ પઢાવી દેશે. અહિં સુધી કે કોઈ પણ ઇમામ ન બનશે. છેવટે મુસલ્લી લોકો જમાઅતને બદલે એકલ દોકલ નમાઝ પઢીને ચાલતા થશે.

અલ્લામા તૈયિબી અને મિરકાતના વિદ્વાન લેખક એનું કારણ દર્શાવતાં લખે છે :—"તે વખતે તેઓમાં એક પણ માણસ એવો ન હશે જે નમાઝના સહીહ થવા અને તૂટી જવાના સાધારણ મસાઇલનો પણ જાણકાર હોય." એ વિદ્વાનોએ જે કારણ દર્શાવ્યું છે તે તદ્દન ખરૂં છે. પરંતુ મારા નમ્ર મત મૂજબ ઇમામત માટે તૈયાર ન થવાનું બીજું કારણ એ છે કે આજકાલ પઢેલા ભણેલા, મસલા મસાઇલના જાણકાર ઘણા માણસો આવે છે પરંતુ તેઓમાં "હલકાઇ"નું પ્રમાણ વધુ હોવાથી "ખેંચતાણ" બહુ કરાવે છે. એવા "હલકાઓને" જેમ જેમ કાલાવાલા કરવામાં આવે તેમ તેમ તેઓ વધુને વધુ "મોંઘા"

થાય છે. કેટલાક સજ્જનો તો એવા બહાના કાઢતા પણ જોવામાં આવે છે કે નમાઝ એ બહુ જ જોખમ ભરેલું કામ છે. મુસલ્લીઓનો બધો ભાર કોણ ઉપાડે! પણ જો તેઓનું આ બહાનું ખરું હોય તો ઇસ્લામના આરંભથી આજ સુધી જેટલા બુઝુર્ગો અને ઇમામો થઈ ગયા છે તેઓમાંથી કોઈ પણ નમાઝીઓનો ભાર ઉપાડવા તૈયાર ન થતે. અને આ રીતે જમાઅતથી નમાઝ પઢવાનો રિવાજ જ ખત્મ થઈ જતે. કેમકે પહેલાંના બુઝુર્ગો આજના લોકો કરતાં શરીઅતના વધુ પાબંદ અને ખુદાથી વધુ ડરનારા હતા. તેઓ નમાઝના કાયદા કાનૂનોને ધ્યાનમાં રાખી નમાઝ પઢાવી દેતા હતા. ફરી તેને કુબૂલ કરવું ન કરવું એ અલ્લાહના ઇખ્તેયારની વાત છે. આપણે તો નમાઝના દરેક અરકાન અને શર્તોનું પુરેપુરું પાલન થાય છે કે નહિં એટલું જ જોવાનું છે.

## પુરૂષોનું દિલ ખેંચનારી નાગી અવરતો

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"જહન્નમીઓના બે ટોળાં પયદા થનાર છે જેને મેં જોયાં નથી કેમકે તે હજી પયદા થયાં નથી. (એનો ખુલ્લાસો કરતાં ફરમાવ્યું :) એક ટોળું એવું હશે જે બળદોના પુછડાં જેવા ચાબુકો લઈને ફર્યા કરશે અને તેનાથી લોકોને મારશે. એ લોકો સ્હવાર સાંજ અલ્લાહના ગુસ્સા અને લઅનતમાં ફર્યા કરશે. બીજું ટોળું એવી અવરતોનું પયદા થશે જે કપડાં પહેરવા છતાં નાગી જ હશે. પારકા પુરૂષોને પોતાની તરફ ખેંચશે, અને પોતે પણ પારકા પુરૂષો તરફ ખેંચાશે. તેઓના માથાં ઊંટોની ઝુકેલી પુંઠ પેઠે હશે. ન જન્નતમાં દાખિલ થશે ન જન્નતની ખુશ્બૂ સુંઘવા પામશે. જો કે નિ:શંક જન્નતની ખુશ્બૂ આટલે આટલે દૂરથી આવે છે." (મુસ્લિમ)

સ્પષ્ટીકરણ :–આ હદીસમાં બે ભવિષ્યવાણીઓનો ઉલ્લેખ થએલો છે. એક ઝાલિમ માણસોનો પક્ષ હશે જેઓ હાથમાં કોરડા લઇને ફર્યા કરશે અને તેનાથી બે–ગુનાહ લોકોને ફટકારતા રહેશે. અર્થાત : સત્તાના મદમાં ઘેલા બની ગરીબો, નિરાધારો અને નિર્દોષો પર ઝુલ્મની ઝડી વરસાવી મૂકશે. બીજી ભવિષ્યવાણી અવરતો વિષે કરવામાં આવી છે કે આગળ જતાં એવી અવરતો પયદા થશે જેઓ કપડાં પહેરવા છતાં નાગીને નાગી જ રહેશે. અર્થાત : એટલાં બધાં બારીક કપડાં પહેરશે કે તે પહેરવા છતાં તેઓના શરીર ઢંકાશે નહિં. અગર બારીક કપડાં ન હશે તો એવા ચુસ્ત પોશાકો પહેરશે કે બદનના તમામ ભાગો ખુલ્લી રીતે દેખાઈ આવશે. એ ચુસ્તપણાને લીધે એવાં કપડાંનું પહેરવું ન પહેરવું સરખું થઈ પડશે. આજકાલ તે ઝમાનો આવી લાગ્યો છે. ગામડે ગામડે અને શહેરે શહેર એવી મુસલમાન બહેનો દેખાશે જેઓ કપડાં પહેરવા છતાં નાગી હોય છે. ડ્રેસો ટુંકાઈ ટુંકાઇને ગુંઠણની ઉપર સુધી પહોંચી ગયા છે. બાંયો ખભા સુધી ખુલ્લી હોય છે. ગળાંની નીચેની સફેદી સુધ્ધાં દેખાઈ આવે છે, હાથ ઉંચા કરે તો આખી બગલ ખુલી જાય. માથા પરથી દુપટ્ટો સુધ્ધાં રૂખસત થઈ ગયો છે. મુસલમાન માબાપ પોતાની દીકરીઓને એવા પોશાકમાં સજ્જ થએલી જોઇને ખૂશીથી બાગ બાગ થઈ જાય છે, કે અહા! મારી બેટી ફેશનેબલ બનવાનું શીખી ગઈ છે. હદીસના બીજા શબ્દો છે કે : "એ અવરતો પારકા પુરૂષોને પોતા તરફ ખેંચશે અને પોતે પણ તેઓ તરફ ખેંચાશે." એટલે ગરીબીને લીધે એ અવરતો નાગી ન હશે બલકે પરાયા મરદોને પોતાનું સુંવાળું બદન દેખાડી તેઓનું દિલ ખેંચવા માટે તેઓ આવા નાગા ઉઘાડા ડ્રેસો પહેરશે. વળી પારકા પુરૂષોનું દિલ ખેંચવાની બીજી કળા એ દેખાડશે કે પોતાના ખુલ્લાં માથાંઓને મટકાવીને–લટકો કરીને ચાલશે, જેવી રીતે ઊંટની પીઠનો ઉપલો ભાગ ઝડપી ગતિ વેળા ઝમીન તરફ ઝુકેલો રહે છે. ઊંટની પીઠ સાથે સરખાવીને એ પણ બતાવી આપ્યું કે વાળને ફેલાવી ફેલાવીને પોતાના

માથાં મોટાં કરશે. આગળ ફરમાવ્યું કે એવી અવરતો જન્નતમાં દાખિલ નહિં થશે બલકે જન્નતની ખુશ્બૂ પણ સુંઘવા ન પામશે. ઈસ્લામી શરીઅતે વ્યભિચાર પર અને વ્યભિચાર તરફ લઈ જનારી વાતો પર સખ્ત અંકૂશો મૂકયા છે. અહિં સુધી કે અગર કોઈ અવરત સુગંધીદાર તેલ યા અત્તર લગાડી પારકા પુરૂષો પાસેથી એટલા માટે પસાર થાય કે પુરૂષો તેની ખુશ્બૂ સુંઘી લે તો એ વાતને પણ વ્યભિચાર સાથે જ સરખાવી છે. (તરગીબ)

મુસ્લિમની એક રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :–

"જોવું આંખોનો વ્યભિચાર છે. સાંભળવું કાનોનો વ્યભિચાર છે. બોલવું જીભનો વ્યભિચાર છે. પકડવું હાથોનો વ્યભિચાર છે. અને ચાલવું પગોનો વ્યભિચાર છે."

હઝરત ઈબ્ને મસઉદ (રદી.)ની રિવાયત છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :–

"અવરત છુપી વસ્તુ છે. તે જ્યારે બાહર નિકળે છે તો શયતાન તેનો પાછળ લાગી જાય છે." (મિશ્કાત)

બયહકીની એક રિવાયતમાં છે :–

"જે ના–મહરમ પર નઝર નાખે અને જે એવું ઈચ્છે કે મારા પર ના–મહરમ [પારકા]ની નઝર પડે તો તેના પર ખુદાની લઅનત છે."

હઝરત અબૂ અમામહ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું :–

"જે મુસલમાન અણધારી રીતે કોઈ અવરતનું રૂપ જોઈ લે [એટલે કોઈ અવરતના ચેહરા પર અચાનક તેની નઝર પડી જાય] અને ફરી તરતજ પોતાની નઝર હટાવી લે અથવા આંખ બંધ કરી દે તો ખુદા તઆલા એના બદલામાં તેને

એવી ઇબાદત નસીબ કરશે જેની મિઠાસ તે [ પોતાના દિલમાં ] અનુભવશે." (અહમદ)

## ઝાહિરમાં દોસ્તી અને દિલમાં દુશ્મની રાખનારા પયદા થશે

હઝરત મઆઝ બિન જબલ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"આખિર ઝમાનામાં એવા લોકો પાકશે જેઓ ઝાહિરમાં પાકા દોસ્ત જેવા હશે પણ બાતિનમાં કટ્ટર દુશ્મન છે."

કોઇએ પૂછ્યું :—"યા રસૂલલ્લાહ! આમ શીદને બનશે ?" આપે ફરમાવ્યું :—

"અમુકને અમુકની લાલચ હશે અને અમુકને અમુકની બીક હશે. જેથી ઉપલક દેખાવે પાકા દોસ્ત જેવા હશે પણ બાતિનમાં પાકા દુશ્મન હશે." (અહમદ)

ચાલુ ઝમાનામાં એ ચેપી રોગ બધેબધ ફેલાઈ ગયો છે કે આંખ સામે હોય ત્યાંસુધી દોસ્તીની ભાવનાઓ પ્રગટ કરે છે પણ પીઠ પાછળ ગીબતો અને ગાળો શરૂ થઈ જાય છે. એનું કારણ નબી (સલ.)ના ઇરશાદ મૂજબ એજ છે કે તેની સાથે ખુદ ગરઝીઓ અને સ્વાર્થો સંકળાએલા હોય છે. તેની પાસેથી પોતાનું કંઈ કામ કઢાવવાનું હોય છે. સ્વાર્થ સાધવાની લાલચમાં તેની સામે દોસ્તી ઝાહિર કરે છે. તેની ખિદમત ચાકરી માટે થોડા થોડા થઈ જાય છે. બિછાના પેઠે તેના રસ્તામાં પથરાઈ જાય છે. તેની તઅરીફોના પુલ બાંધી દે છે. પણ જ્યાં સ્વાર્થ સંધાયો અને ગરઝ સરી ગઈ કે તેને ખાસડાં મારવામાં આવે છે અને કહે છે : "હટ જા કુત્તે! મેં કયા જાનું તૂ કોન હય!" લ્યો જેની તારીફોના પુલ બાંધતા હતા, જેના વખાણો કરતાં થાકતા ન હતા, જેના માટે બિછાના પેઠે ઝમીન પર પથરાઈ જતા હતા હવે તેને ઓળખવાથી પણ ઇન્કાર કરી રહ્યા છે.

કયસી આંખેં ફેર લીં મતલબ નિકલ જાને કે બાદ.

શું આવા સ્વાર્થીઓ, ખુદ ગરઝો, કમીનાઓ, તક સાધુઓ અને મુનાફિકો સાથે કદિ તમારી મુલાકાત નથી થઈ?

એનું બીજું કારણ ખવફ, ડર અને બીક છે. અર્થાત તેની માલદારી યા મરતબાના કારણે તેના ખૂબ વખાણ કરવામાં આવે છે. પણ દિલમાં તો તેના તરફ નફરત તથા અદાવતની આગ ભભુકતી હોય છે. સામે આવે તો લાંબી સલામ ભરે છે. પણ દૂર જતાં જ "સાલો આવો છે ને તેવો છે" કહેવા મંડી પડે છે. તમારા પોતાના પણ અમુક દોસ્તો એવા હશે જેઓ મોઢા પર તમારા વખાણ કરે છે. અને એવી મીઠી મીઠી વાતો કરે છે જાણે તમારી મા કરતાં પણ તે તમને વધુ ચાહે છે. પણ જ્યાં તમારા દુશમનો આગળ ગયા કે તમારી ગીબતો શરૂ કરે છે, તમારી મિટ્ટી પલીદ કરે છે અને તમારા મૂળિયાં ખોદવાની કોશિષો કરે છે. આવા સ્વાર્થીઓનો કદિ પણ ભરોસો ન કરવો જોઇએ. એક શાયર કહે છે :—

> દોસ્તોં સે ઇસ કદર સદમે ઉઠાએ જાન પર;
> દિલ સે દુશમન કી અદાવત કા ગિલહ જાતા રહા.

મુંહમેં રામ રામ અને બગલ મેં છુરી એવા "મીઠા ઝહેર" જેવા દોસ્તો આજે જ્યાંને ત્યાં રસ્તામાં અટવાઈ રહ્યા છે. તમારા માટે પોતાનો જીવ સુદ્ધાં કાઢી આપવાની વાતો કરશે પણ જ્યાં તમે આંટીમાં આવ્યા કે તમારી ગરદન મરોડી કાઢશે. તમને આખા ને આખા હઝમ કરી જશે. પણ સાવધાન! ઝરા વિચાર કરો, તમે પોતે તમારા દોસ્તના હકમાં એવા તો નથી ને? ઝરા આંખો બંધ કરીને પાંચ મિનિટ વિચાર કરો ફરી આગળ ચાલો.

ચાલુ ઝમાનામાં જુદી જુદી પાર્ટીઓના લીડરો વિષે એવું જ જોવામાં આવે છે. સામી પાર્ટીના લીડરનું નામ સાંભળતાં જ બળીને ખાખ થઈ જાય છે પણ એ લીડરોમાંથી કોઈ મરી જાય તો એવી

એવી શ્રદ્ધાંજલીઓ અને દિલસોઝીના તારો મોકલશે જાણે તેનું કોઈ વહાલામાં વહાલું સગું ન મરી ગયું હોય!

## ઢોંગી આબિદો અને કાચા રોઝાદારો પયદા થશે

હઝરત શદ્દાદ ઇબ્ને અવસ (રદી.) એક વેળા રડવા લાગ્યા. તેમને રૂદનનું કારણ પૂછવામાં આવ્યું તો બોલ્યા: "મને હુઝૂર (સલ.)નું એક કથન યાદ આવી ગયું જે મેં પોતે સાંભળ્યું છે. તેનો વિચાર આવતાં જ મારાથી રડી પડાયું. હુઝૂરે એક વેળા ફરમાવ્યું કે:—

"મને મારી ઉમ્મત વિષે સૌથી વધુ શિર્ક અને ગુપ્ત શહવતનો ડર છે."

મેં આશ્ચર્યથી પૂછ્યું:—"શું આપના પછી આપની ઉમ્મત શિર્કમાં સપડાઈ જશે?"

આપે ફરમાવ્યું:—

"સાવધાન! મારી ઉમ્મત કોઈ ચંદ્ર, સૂર્ય કે પત્થરની મૂર્તિની પૂજા ન કરશે બલકે [તેનો શિર્ક એ હશે કે] તે પોતાના અઅમાલ અને નેકીઓને દેખાડતી ફરશે. અને ગુપ્ત શહવત એ હશે કે તેઓમાંથી એક શખ્સ રોઝહની નિય્યત કરશે અને પછી દુન્યવી ખ્વાહિશોના કારણે તેને તોડી નાખશે." (અહમદ, બયહકી)

હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.) ફરમાવે છે કે અમે અમુક સહાબા બેઠા બેઠા દજ્જાલની વાતો કરી રહ્યા હતા એટલામાં હઝરત નબી (સલ.) પધાર્યા. આપે ફરમાવ્યું:—"હું તમને એવી વાત ન બતાવી દઉં જે મારા મત મૂજબ તમારા હકમાં દજ્જાલથી પણ વધુ ખતરનાક છે?" અમે વિનંતી કરી:—"યા રસૂલલ્લાહ! આપ ઝુરૂર બતાવો." આપે ફરમાવ્યું:—

"તે છુપો શિર્ક છે [ જેની મિશાલ એ છે કે ] ઇન્સાન નમાઝ માટે ઉભો થાય અને પછી કોઈ માણસનું ધ્યાન ખેંચવાના વિચારે તેને લંબાવી દે." (મિશકાત)

હઝરત મહમૂદ બિન લબીદ (રદી.) ફરમાવે છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"મને તમારા હકમાં સૌથી વધુ શિર્કે અસગર [ નાનકડા શિર્ક ]નો ડર છે."

સહાબાએ પૂછ્યું :—"યા રસૂલલ્લાહ ! શિર્કે અસગર શું છે ?"

આપે ફરમાવ્યું :—"દેખાવ. [ ઢોંગ ]." (અહમદ)

આજકાલ દેખાવ, ડોળ અને ઢોંગ કરનારા પુષ્કળ પયદા થઈ ગયા છે. એ બધા હુઝૂર (સલ.)ના ફરમાન મૂજબ શિર્કે અસગરમાં સપડાએલા છે. એ વિષય પર "ઇખ્લાસે નિય્યત" નામની પુસ્તિકા ખાકસાર તરફથી પ્રગટ થઈ ચુકી છે જેમાં ઇખ્લાસ, સચ્ચાઈ, રિયાકારી વગેરે પર વિગતવાર પ્રકાશ પાડવામાં આવ્યો છે. અને ચાલુ ઝમાનાના રિયાકારો, રિયાની બુરાઈ, રિયાકારોની શિક્ષા વગેરે વિષયોનું સવિસ્તાર પૃથક્કરણ કરવામાં આવ્યું છે.

## નેકીઓની રાહ બતાવવાનું છુટી જશે
## બુરાઇઓથી અટકાવવાનું મૂકી દેશે
## ઝાલિમને ઝાલિમ કહેવું પણ પાપ ઠરશે

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે મને ફરમાવ્યું :—

"જ્યારે તું મારી ઉમ્મતને એવી હાલતમાં જુએ કે તે ઝાલિમને પણ ઝાલિમ કહેતાં ડરવા લાગે તો તું તેઓથી અલગ થઈ જજે." [ એટલે તેઓની સભાઓ અને મિટીંગોમાં ભાગ ન લેજે. ] (હાકિમ)

હઝરત અનસ બિન માલિક (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"લાઇલાહા ઇલ્લિલ્લાહનો કલેમા પોતાના પઢનારને ત્યાંસુધી લાભ પહોંચાડતો રહેશે અને બલાઓ તથા આફતોથી બચાવશે જ્યાંસુધી કે તે કલેમાના હકથી લા–પરવાહી ન કરે."

સહાબાએ વિનંતી કરી :—યા રસૂલલ્લાહ ! કલેમાના હકથી લા-પરવાહી કરવાની શું મતલબ છે ?"

આપે ફરમાવ્યું :—"અલ્લાહની ના–ફરમાનીઓ ઉઘાડા છોગે થવા લાગે. અને તેને અટકાવવામાં ન આવે." (તરગીબ)

દુર્રે મનસૂરની તફસીરમાં એક હદીસ નકલ કીધેલી છે તેનો તરજુમો આ પ્રમાણે છે કે રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું :—

"જ્યારે મારી ઉમ્મત દુન્યાને મહાન વસ્તુ સમજવા લાગશે તો ઇસ્લામની મહત્તા તેઓના દિલોમાંથી નિકળી જશે. અને જ્યારે નેકીઓનો હુકમ આપવાનું તથા માઠાં કામોથી રોકવાનું છોડી દેશે તો વહીની બરકતથી મહરૂમ થઈ જશે. અને જ્યારે આપસમાં એક બીજાને ગાળો આપવા લાગશે તો અલ્લાહની નઝરથી પડી જશે."

આ તેજ ઝમાનો ચાલી રહ્યો છે જેની આગાહી સાચા ભવિષ્યવેત્તા હઝરત મુહમ્મદે (સલ.) ફરમાવી હતી. આજે લાઇલાહા ઇલ્લિલ્લાહની બે–શુમાર તસ્બીહો પઢાઈ રહી છે પણ એ તસ્બીહો કશો લાભ આપતી નથી. કેમકે ખુદાની ના–ફરમાનીઓ ઉઘાડે છોગે અને ભર બઝારે થઈ રહી છે. આ ના–ફરમાનીઓને બંધ કરવાનું તો દૂર રહ્યું તેને ખરાબ સુદ્ધાં ગણવામાં નથી આવતી. તબલીગની પવિત્ર ફર્ઝને તિલાંજલી આપી દેવાના કારણે આપણે વહીની બરકતથી મહરૂમ થઈ ગયા છીએ. વહી એટલે ખુદાનું પાક કલામ કુર્આન મજીદ જે આપણા

સીનાઓમાં મહફૂઝ છે. દુકાનોમાં મૂકેલું છે. અલમારીઓ અને કબાટોમાં હિફાઝતથી ગોઠવેલું છે. ખૂબસૂરત જુઝદાનોમાં લપેટીને તાકમાં મૂકેલું છે પણ તેની બરકત, તેની રહમત, તેના ફયઝ અને તેના નૂરથી આપણે બધાં મહરૂમ થઈ ગયાં છીએ. મહરૂમ એટલા માટે થઈ ગયા કે આપણે તબલીગ કરવાનું છોડી દીધું છે. આજે આપણા ઘરોમાંથી રેડીઓનો શોર બકોર ઉઠે છે. સવાર થતાં જ અલ્લાહના પાક કલામની તિલાવત કરવાના બદલે આપણે રેડીઓ પર ફિલ્મી ગીતો સાંભળીએ છીએ. લંડન, સીલોન અને પાકિસ્તાનના પ્રોગ્રામ મૂકીએ છીએ. અને ગર્વ રૂપે ઓળખીતાઓને પણ કહીએ છીએ કે આજે તો નરગિસની એવી ભારે રેકોર્ડ આવી હતી કે બસ સાંભળ્યા જ કરીએ. તમે પણ સવારે છ વાગે ફલાણા મીટર પર પાકિસ્તાનનો પ્રોગ્રામ ઝુરૂર સાંભળતા રહો. લ્યો, ઇસ્લામનો પ્રચાર કરવાને બદલે આજના મુસલમાનો ફિલ્મી ગીતોનો પ્રચાર કરી રહ્યા છે. એજ કારણે આજે આપણે અલ્લાહની નઝરથી પડી ગયા છીએ અને ઝિલ્લત, દુઃખ, પડતી, અધોગતિ તથા વિનાશની ગર્તામાં ઉંડે ને ઉંડે ઉતરી રહ્યા છીએ. દુન્યાની પ્રજાઓ આપણા પર થુંકી રહી છે. આપણી હાંસી ઉડાવી રહી છે. કુતરાંઓ પેઠે હડધૂતી રહી છે. આપણે દુઆઓ માગીએ છીએ પણ અલ્લાહની બારગાહમાં આપણી દુઆઓ કુબૂલ થતી નથી. મુસીબતોમાંથી છુટવા ચાહીએ છીએ પણ છુટી શકતા નથી. આપણે મુસીબતમાંથી કેમ છુટીએ? આપણી દુઆઓ શા માટે કુબૂલ થાય જ્યારે અલ્લાહના રસૂલે ફરમાવી દીધું છે :—

"સોગંદ છે તે રબના જેના કબ્ઝામાં મારો જીવ છે. આ વાત ઝુરૂરી છે અને બહુ જ ઝુરૂરી છે કે તમે નેક કામોનો હુકમ આપતા રહો અને ખરાબ કામોથી અટકાવતા રહો. જો આમ ન કરશો તો ખુદા બહુ જ જલ્દી તમારા પર પોતાનો અઝાબ મોકલશે. ફરી તે સમયે બેશક તમે ખુદા

પાસે દુઆ પણ માગશો તો તમારી દુઆ કુબૂલ ન થશે."
(તિરમિઝી)

હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે :—

"કોઈ કવમમાં એક પણ માણસ ગુનાહ કરનારો હોય અને અટકાવવાની તાકત હોવા છતાં લોકો તેને અટકાવતા ન હોય તો ખુદા તેઓ પર મરવાથી પહેલાં ઝરૂર પોતાનો અઝાબ મોકલશે."  (મિશકાત)

આ હદીસોથી સાબિત થયું કે ઈન્સાન પોતાની કરણીથી સુખ પણ મેળવી શકે છે અને દુઃખ પણ મેળવી શકે છે. અઅમાલ એ સુખ, ચેન અથવા દુઃખ અને અઝાબના બી છે. અમલ સારા હોય તો એશ આરામ તથા નિઅમતોના છોડ ઉગે છે. અને બુરા હોય તો આફતો, દુઃખો, મુસીબતો અને બલાઓનાં ઝાડ ઉગે છે.

ઉપરોક્ત હદીસથી સ્પષ્ટ થયું કે તબલીગની ફર્ઝ છોડી દેવાથી સર્વ વ્યાપી અઝાબ ઉતરે છે. દુઆઓને અલ્લાહની બારગાહમાંથી હાંકી કાઢવામાં આવે છે. અને વહીની બરકતથી મહરૂમ કરી દેવામાં આવે છે. આ હદીસો સિવાય બીજી પણ સંખ્યાબંધ હદીસો ખાસ ખાસ અમલોના ખાસ ખાસ પરિણામો વિષે બયાન થએલી છે. જેમાંની અમુક હદીસોનું અમે સંક્ષિપ્તમાં વર્ણન કરીએ છીએ :—

## વ્યભિચારનો અંજામ

(૧) વ્યભિચાર, બદકારી, હરામખોરી અને નગ્નતા એ ઝિલ્લત, વિનાશ અને ગરીબીનું કારણ બને છે. વ્યભિચારથી મરણનું પ્રમાણ વધી પડે છે. બે-હયાઇના કામોમાં પડવાથી પ્લેગ અને એવા એવા રોગચાળા ફાટી નિકળે છે કે બાપ દાદાઓએ પણ તેનું નામ સાંભળ્યું ન હોય.  (તરગીબ)

## વિશ્વાસઘાત અને રૂશ્વતખોરીનો અંજામ

(૨) જે કવમમાં ખિયાનત, વિશ્વાસઘાત, દગાબાઝી અને રૂશ્વતખોરી ચાલતી હોય તેઓના દિલો પર [ બીકનો ] રોઅબ છવાઈ જાય છે. તે નમાલી અને ના-હિંમત બની જાય છે. ડરપોક અને માંય કાંગલી બની જાય છે. (મિશકાત)

## ઝકાત ન આપવાનો અંજામ

(૩) જે લોકો ઝકાત ન આપે તેઓથી વરસાદને અટકાવી લેવામાં આવે છે. રોઝી ઓછી બની જાય છે. ભૂખમરો ફાટી નિકળે છે. દુકાળની મુસીબત તૂટી પડે છે. અને તમામ દવલત બરબાદ થઈ જાય છે. (તરગીબ, મિશકાત)

## ઓછા તોલ માપનો અંજામ

(૪) ઓછું તોલવા અને ઓછું માપવાથી રોઝી તંગ બને છે. દુકાળ આવે છે. સખ્ત પરિશ્રમમાં ઘેરાઈ જાય છે. અત્યાચારી અને ઝુલ્મી બાદશાહોને નિયુક્ત કરવામાં આવે છે. (મિશકાત)

## ન્યાય ન તોળવાનો અંજામ

(૫) ફેસલાઓમાં અન્યાય થવાના કારણે લુંટફાટ તથા ખૂનરેઝીનું પ્રમાણ વધી પડે છે. (મિશકાત)

## સગાંઓ સાથે બગાડો કરવાનો અંજામ

(૬) સગાં વહાલાંઓ અને સ્નેહિઓ સાથે બગાડો કરવાથી ખુદાની રહમતથી મહરૂમ થવું પડે છે. (મિશકાત)

## વચન ભંગ કરવાનો અંજામ

(૭) વચન ભંગ અને બદ-અહદી કરવાથી દુશમનને માથા પર ચઢાવી દેવામાં આવે છે. (મિશકાત)

## માબાપને સતાવવાનો અંજામ

(૮) માબાપને સતાવવાથી મરવા અગાઉ દુન્યામાં જ તેની શિક્ષા ભોગવવી પડે છે. (મિશકાત)

## હરામ ખાવાનો અંજામ

(૯) હરામનું ખાવાથી, હરામનું પચાવી પાડવાથી, સારાં કામોનો હુકમ કરવાનું અને માઠાં કામોથી અટકાવવાનું છોડી દેવાથી દુઆ કબૂલ કરવામાં આવતી નથી. (મિશકાત)

## જૂઠી કસમ ખાવાનો અંજામ

(૧૦) ઝુલમ કરવાથી અને જૂઠી કસમો ખાવાથી માલ બરબાદ થઈ જાય છે. અવરતો વાંઝણી થઈ જાય છે. અને આબાદીઓ વેરાન થઈ જાય છે. (તરગીબ)

## નમાઝની સફો સીધી ન કરવાનો અંજામ

(૧૧) નમાઝની સફો સીધી ન કરવાથી આપસમાં વેરઝેર, કુસંપ, ફાટફુટ અને અદેખાઈ પયદા થઈ જાય છે. (મિશકાત)

## ના-શુકરી કરવાનો અંજામ

(૧૨) ના-શુકરી કરવાથી નિઅમતો છીનવી લેવામાં આવે છે. (કુર્આન)

એથી વિરૂધ્ધ નેકીના કામો કરવાથી રાહતની ઝિન્દગી મળે છે. સુખચેન ભોગવે છે. ઝિલ્લત અને ગરીબી દૂર થાય છે. અને ખાસ ખાસ અમલોના ખાસ ખાસ પરિણામો ઝાહિર થાય છે. ઉદાહરણ રૂપે :—

## સૂરએ યાસીન પઢવાનો ફાયદો

(૧) સ્હવારના પહોરમાં સૂરએ યાસીન પઢયા કરવાથી આખા દિવસની હાજતો તથા ઝુરૂરતો પુરી થાય છે. (મિશકાત)

## સૂરએ વાકિઅહ પઢવાનો ફાયદો

(૨) રાતે સૂરએ વાકિઅહ પઢવાથી કદિ ભૂખમરાનો વખત નહિં આવશે. (મિશકાત)

## સબ્ર અને નમાઝનો ફાયદો

(૩) સબ્ર કરવાથી અને નમાઝ પઢવાથી ખુદાની મદદ મળે છે. (કુર્આન)

## અલ્લાહના ઝિક્રનો ફાયદો

(૪) અલ્લાહની યાદ તથા અલ્લાહના ઝિક્રથી દિલોને ચેન તથા શાન્તિ મળે છે. (કુર્આન)

## દુરૂદ શરીફનો ફાયદો

(૫) આરંભ તથા અંતમાં દુરૂદ શરીફ પઢવાથી દુઆ કુબૂલ થાય છે. (મિશકાત)

## સખાવતનો ફાયદો

(૬) સખાવત કરવાથી માલ વધે છે. સદકો આપવાથી ખુદાનો ગુસ્સો શાંત પડે છે. અને મરતી વેળા ગભરાટ નથી થતો. (મિશકાત)

## તોબાનો ફાયદો

(૭) પરહેઝગારી અને તોબાથી સ્વપ્નેએ ખ્યાલ ન હોય એવી જગાએથી રોઝી મળે છે. (કુર્આન અને મિશકાત)

## શુક્ર કરવાનો ફાયદો

(૮) શુક્ર કરતા રહેવાથી અલ્લાહ તઆલા વધારે ને વધારે નિઅમતો આપે છે. (કુર્આન)

## હાજતો પુરી કરવાનો ફાયદો

(૯) જે માણસ લોકોની હાજતો અને ઝુરૂરતો પુરી કરતો રહે અલ્લાહ તઆલા તેની ગેબી મદદ કરે છે. (મિશકાત)

## લાહવલ પઢવાનો ફાયદો

(૧૦) લાહવલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ એ નવ્વાણુ બિમારીઓની દવા છે, એમાં સૌથી ઓછો દરજો ચિન્તાનો છે. (મિશકાત)

## દુઆનો ફાયદો

(૧૧) દુઆ અનેક આવી પડેલી મુસીબતોને દૂર કરી દે છે. અને જે મુસીબતો હજી આવેલી ન હોય તેને પણ દૂર કરી દે છે. (મિશકાત)

## ફાડી ખાનારાં પ્રાણીઓ ઈન્સાન સાથે વાતો કરશે

હઝરત અબૂ સઈદ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું છે :–

"ખુદાના સોગંદ! કયામત ત્યાંસુધી કાયમ ન થશે જ્યાંસુધી કે ફાડી ખાનારાં જાનવરો ઈન્સાન સાથે વાતો ન કરવા લાગે. અને જ્યાંસુધી કે ઈન્સાનના ચાબુકનો આગલો ભાગ અને જોડાનો આગલો ભાગ ઈન્સાન સાથે વાતો ન કરવા લાગે. અને જ્યાંસુધી કે તેની જાંગ તેને એમ ન બતાવી દે કે તારી ગેરહાજરીમાં તારાં ઘરવાળાંઓએ આ આ કામ કર્યું છે." (તિરમિઝી)

એટલે કયામત આવવા પહેલાં જાનવરો પણ ઈન્સાન સાથે વાતો કરશે. કોરડાનો આગલો ભાગ, જોડાનો આગલો ભાગ અને ઈન્સાનની જાંગો પણ વાત કરવા લાગશે.

## રૂપિયા પૈસા જ કામ આપશે

હઝરત મિકદામ બિન મઅદી કરબ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના નબીએ (સલ.) ફરમાવ્યું :–

"ખચિત, લોકો પર એવો ઝમાનો આવશે જ્યારે ફકત દીનાર અને દિરહમ જ નફો આપશે." (અહમદ)

"લમઆત"ના વિદ્વાન કર્તા આ હદીસનું સ્પષ્ટીકરણ કરતાં લખે છે :–"તે ઝમાનામાં ફકત હલાલની કમાણીથી જ દીનનું રક્ષણ થઈ શકશે. અને કેવળ હલાલ કમાણી જ હરામથી બચાવી શકશે." મતલબ એ છે કે તે ઝમાનામાં મુસલમાન લોકો ઈસ્લામી બાબતોમાં એટલા

બધા પોચા હશે કે હલાલ ન મળે તો હરામથી બચવાની તકલીફ પણ ન લેશે. બલકે હલાલ હરામ જે કંઈ સામે આવશે તેને હોઈયાં કરી જશે. અલબત અગર કોઈની પાસે હલાલ માલ હશે તો તે તેને હરામથી બચાવી શકશે. આજકાલના મુસલમાનો હરામની કમાણીઓમાં પડી ગયા છે. કોઈ જુગારનો ધંધો લઈ બેઠો છે. કોઈ ફિલ્મ કંપનીઓ ચલાવી રહ્યો છે. કોઈ બાઈસ્કોપો દેખાડી રહ્યો છે. કોઈ શરાબ વેચે છે. કોઈ વેશ્યાઓ દ્વારા અનિતીનો ધંધો ચલાવે છે. કોઈ પાછલા બારણાનો માલ ખરીદે છે. કોઈ ચોરીઓ કરાવે છે. કોઈ દુકાનો તોડાવે છે. અને એમ આજનો મુસલમાન હરામની કમાણીઓથી પોતાનું અને પોતાની અવલાદનું પેટ ભરી રહ્યો છે.

ઉપર જે હદીસ ટાંકવામાં આવી છે તેની બીજી મતલબ એ નિકળે છે કે દરેક કામ પૈસાથી જ પાર પડી શકશે. દીન પણ પૈસાથી જ બચાવી શકશે અને દુન્યાના મામલાઓ પણ પૈસાથી જ કામ પડશે. કોઈ પાર્ટીના પ્રેસીડન્ટ કે સેક્રેટરીની ચુંટણીમાં પણ પૈસાદારને જ ચુંટવામાં આવશે. કવમના સરદારો, જમાઅતના આગેવાનો, ગામના પટેલો, શહેરોના મેયરો, નગરશેઠો અને ચોધરીઓ પણ પૈસાદાર લોકોને જ બનાવવામાં આવશે. લગ્ન માટે છોકરો માલદાર છોકરીને શોધશે. છોકરીવાળાઓ પણ શેઠીયાઓની શોધમાં જ ફરશે. મતલબ કે દરેક કામ અને દરેક મામલામાં પૈસાદારનો જ ભાવ પૂછવામાં આવશે. અને પૈસાદારને જ આગળ ધરવામાં આવશે. ચાલુ ઝમાનામાં જે કંઈ બની રહ્યું છે તે આપણે પોતાની સગી આંખે જોઈ રહ્યા છીએ. આજે પૈસો એ બધાનો પરમેશ્વર થઈ પડયો છે. ખાનદાની તથા શરાફત પણ પૈસામાં જ અટકી પડી છે. જે માણસ જેટલો માલદાર હશે તેટલો જ તે ખાનદાની ગણાશે. આજે પૈસો એ મહાનતાની દલીલ બની ગયો છે. ગરીબી તથા ફકીરી એ માણસના ઈખ્તિયારની વાત નથી છતાં ગરીબીને તુચ્છ અને કલંક રૂપ સમજવામાં આવે છે. આજે પૈસાદાર જ માન મોભાવાળો છે. પૈસાદાર જ ઈઝઝત આબરૂવાળો છે.

પૈસાદારને જ મહાન ગણવામાં આવે છે. પૈસાદાર જ અન્નદાતા છે તો પૈસાદાર જ ગરીબોનો બેલી થઈ પડયો છે. અફસોસ! જે ગરીબી ગઈ કાલ સુધી મુઅમિન માટે "ગર્વનું ચિન્હ" અને "ફખ્રની નિશાની" હતી તે આજે "કલંક" સમાન થઈ પડી છે. વધુ અફસોસ તો એ વાતનો છે કે આજે ગરીબીને લીધે સંખ્યાબંધ માણસો ઈસ્લામમાંથી નિકળીને કાફિર બની રહ્યા છે. હુઝૂર (સલ.)નો આ ઈરશાદ કે :– "ગરીબી કુફ્ર સુધી પહોંચાડી દે એનો પુરતો સંભવ છે." એ વાત આજે તદ્દન ખરી ઠરી રહી છે. યુ. પી. અને ખેડા ઝિલ્લાઓમાં તાજેતરમાં જે કંઈ ધર્મ પલટાના બનાવો બની ગયા અને જેના વિષે "ન્યુઝ"માં મવ. અબ્દુર્રહીમ રાંદેરી, મવલાના અહમદ અશરફ રાંદેરી, મવલાના શમ્સુદ્દીન વગેરે આલિમોની અપીલ પ્રગટ થઈ હતી–તે આપણી આંખ સામે જ છે.

હઝરત સુફયાન સૌરી (રહ.) ફરમાવ્યા કરતા :–

"પહેલાના ઝમાનામાં નેક માણસો માલને ના–પસંદ કરતા પણ આજે માલ એ મુઅમિનની ઢાલ બની ગયો છે. અગર માલ ન હોય તો માલદારો આપણો રૂમાલ બનાવી નાખે."

એટલે જેવી રીતે રૂમાલને મેલ વગેરે સાફ કરી [ધોવામાં] નાખી દેવામાં આવે છે. તેમ ગરીબ આલિમોને માલદાર લોકો હકીર સમજવા લાગ્યા છે. પુનઃ ફરમાવ્યું :–

"જેની પાસે માલ હોય તેને જોઈએ કે પોતાના માલનો સદુપયોગ કરે. આંખો બંધ કરી અયોગ્ય રીતે વાપરી ન કાઢે. કેમકે આ તે ઝમાનો છે કે ઈસ્લામ અને ઈમાનનો સોદો થતો હોય તો મુસલમાન લોકો પૈસાની લાલચમાં ઈસ્લામ અને ઈમાનને પણ વેચી મારે."

## સોના ચાંદીના થાંભલાં પ્રગટ થશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના નબીએ (સલ.) ફરમાવ્યું :—

"ઝમીન પોતાના ગર્ભમાંથી થાંભલાંઓ પેઠે સોના ચાંદીના લાંબા લાંબા ટુકડા ઓકી કાઢશે. જેના કારણે [દરેક પ્રકારનો] માલ કીમત વગરનો થઈ પડશે. અને ખૂની આવીને કહેશે :— "અફસોસ! આવી નજીવી વસ્તુ માટે મેં એતું ખૂન કર્યું!" અને સગાં સંબંધીઓ સાથે બગાડો કરનારો આવીને કહેશે :— "અફસોસ! શું આટલા જ માટે મેં મારા સગાંઓ સાથે બગાડો કર્યો?" અને ચોર આવીને કહેશે :—"હાય! આવી તુચ્છ વસ્તુ માટે મારા હાથ કાપવામાં આવ્યા!" આમ કહી તેઓએ જે કંઈ લીધું હશે તેને પાછું ફેરવી દેશે અને તેમાંથી સહેજ પણ ન લેશે."

બીજી હદીસમાં છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"કયામતથી પહેલાં એવો વખત આવશે કે ફુરાત [નામની] નહેરમાંથી સોનાનો એક પહાડ પ્રકટશે. તેના પર કબજો જમાવવા માટે લોકો જંગ કરશે. એ જંગમાં નવ્વાણું ટકા માણસો મરી જશે. જેમાંથી હરેક એમ ધારશે કે શાયદ હું બચી જાઉં." (મુસ્લિમ)

હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની બીજી એક હદીસમાં છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"ફુરાત નહેરમાંથી સોનાનો પહાડ પ્રકટશે. જે માણસ ત્યાં મવજૂદ હોય તેણે તેમાંથી કંઈ પણ ન લેવું." (બુખારી, મુસ્લિમ)

## લોકો મવતની તમન્ના કરશે

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"દુન્યાના અંત પહેલાં એવો વખત અવશ્ય આવશે કે ઇન્સાન કબ્ર પાસેથી પસાર થઈ જશે. અને કબ્ર તરફ પાછો આવીને કહેશે :—"કાશ ! આ કબ્રમાં હું દટાઈ ગયો હોત !" તેની આ તમન્ના ધર્મના રક્ષણ બાબતમાં ન હશે બલકે દુન્યાની મુસીબતોમાં સપડાઈ ગએલો હોવાના કારણે હશે." (મુસ્લિમ)

**સ્પષ્ટીકરણ :—** તે ઝમાનામાં બદ-દીની અને અધર્મતાના પ્રતિકુળ વાતાવરણથી ગભરાઈ જનારા લોકો તો ક્યાંથી પાકશે. પણ ઉલટાનું દુન્યવી મુસીબતો અને આફતોથી કંટાળી જઈને લોકો મરવાની તમન્ના કરશે. તેઓને ઇસ્લામનું દર્દ નહિં લાગશે બલકે દુન્યવી વ્યાધિઓથી કંટાળી જઈને તેઓ જીવવા કરતાં મરવાને વધુ પસંદ કરશે. આજ ઝમાનામાં પણ એના ઘણા દાખલા આપણા જોવામાં આવે છે. અને આમ બોલનારાઓને તો તમે પણ સાંભળ્યા હશે કે : "આવી ઝિન્દગી કરતાં તો મવત જ સારી છે !" "આવું દુ:ખ આપવા કરતાં તો ખુદા ઉઠાવી લે એજ સારૂં છે !" "અરે ભાઈ ! હું તો મરવાના વાંકે જીવી રહ્યો છું." વગેરે.

## દવલતની રેલછેલ થઈ જશે

હઝરત જાબિર (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :—

"આખિરી ઝમાનામાં એક એવો મુસલમાન બાદશાહ પયદા થશે જે ખોબા ભરી ભરીને દવલત લુંટાવશે અને તેને ગણશે નહિં." (મુસ્લિમ)

એટલે તે ઝમાનામાં દવલતની એટલી બધી રેલછેલ થઈ જશે કે પૈસા વહેંચનારા પૈસાને ગણશે પણ નહિં કે કોને વધુ આપ્યા છે ને

કોને થોડા આપ્યા છે. વળી દવલત એટલી બધી વધી પડશે કે તેને ગણવાનું પણ મુશકિલ બની જશે.

બુખારી અને મુસ્લિમની એક રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :–

"કયામત આવવા પહેલાં તમારી પાસે એટલો બધો માલ થઈ પડશે કે કોઈ દાન–ખયરાત લેનારો પણ ન મળશે. અને માલદારને આ વાતનું દુ:ખ થશે કે: "કાશ! કોઈ મારી ખયરાત કુબૂલ કરનારો મળી આવતે!"

હઝરત અવફ બિન માલિક (રદી.) ફરમાવે છે કે અલ્લાહના નબીએ (સલ.) મારી આગળ કયામતની છ નિશાનીઓનું વર્ણન કર્યું. જેમાંની એક એ છે કે :–

"માલ એટલો બધો ઉભરાઈ પડશે કે ઇન્સાનને સો અશરફીઓ આપવામાં આવશે તો તેને પણ ઓછા સમજીને નારાઝ થઈ જશે." (બુખારી)

અમુક રિવાયતોમાં એમ પણ છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :–

"સદકો આપો [ દાન–ખયરાત કરો ] કેમકે તમારા પર એવો ઝમાનો આવનાર છે કે ઇન્સાન કોઈ હકદાર ગરીબને આપવા માટે ઘરમાંથી સદકો લઇને નિકળશે પણ તેને કુબૂલ કરનારો કોઈ ન મળશે. તે જેને આપશે તે એમ જ કહેશે : "તું કાલે લઇને આવતે તો હું ઝુરૂર લઈ લેતે, આજે મને એની મુદ્દલ ઝુરૂરત નથી." (મિશકાત)

## જૂઠા નબીઓ પયદા થશે

હઝરત સવબાન [રદી.]થી રિવાયત છે કે ખુદાના રસૂલે [સલ.] ફરમાવ્યું :–

"જ્યારે મારી ઉમ્મત વચ્ચે તલવાર મૂકવામાં આવશે [એટલે તેઓ આપસમાં ખૂનરેઝી કરવા લાગશે] તો કયામત સુધી તલવાર ચાલતી રહેશે. અને કયામત ત્યાંસુધી ન આવશે કે મારી ઉમ્મતના અનેક ખાનદાનો મુશરિકોમાં દાખિલ ન થઈ જાય. અને તેઓ મૂર્તિઓની પૂજા ન કરવા લાગે."

પુનઃ ફરમાવ્યું :—

"બેશક, મારી ઉમ્મતમાં ત્રીસ જૂઠાઓ પયદા થશે જેમાંથી હરએક દઅવો કરશે કે હું નબી છું; જો કે નુબૂવ્વત મારા પર ખત્મ થઈ ચુકી છે." [મિશકાત]

## પુષ્કળ ધરતીકંપો થશે

હઝરત અબૂ હુરૈરહ [રદી.] ફરમાવે છે કે અલ્લાહના રસૂલે [સલ.] ફરમાવ્યું :—

"ત્યાંસુધી કયામત ન આવશે કે જ્યાંસુધી બે મોટા સમુહો આપસમાં જંગ ન કરી લે. એ બંને જમાઅતોનો દઅવો એક જ હશે. * અને જ્યાંસુધી ત્રીસ જેટલા એવા જૂઠા દજ્જાલો પયદા ન થઈ જાય જેઓમાંનો દરેક પોતાને ખુદાનો રસૂલ બતાવશે."

પુનઃ ફરમાવ્યું :—

"ત્યાંસુધી કયામત ન આવશે કે દુન્યાથી ઇલ્મ ઉઠી જાય. અને ધરતીકંપોનું પ્રમાણ વધી પડે." [બુખારી, મુસ્લિમ]

## માણસોના ચેહરા બગડી જશે

"આ ઉમ્મત પર યકીનન ઝમીનમાં ધસી જવાનો, આકાશ પરથી પત્થર વરસવાનો અને શકલ—સૂરતો બગડી જવાનો

* હાફિઝ ઈબ્ને હજરે (રહ.) લખ્યું છે કે એનાથી હઝરત અલી (રદી.) અને હઝરત અમીર મુઆવિયા (રદી.)ની લડાઇ તરફ ઇશારો છે.

અઝાબ આવશે. અને એ અઝાબ ત્યારે આવશે કે લોકો છડેચોક શરાબ પીવા લાગશે. ગાનારી અવરતોને રખાત તરીકે રાખશે અને નાચ ગાનના સાધનોનો છુટથી ઉપયોગ થવા લાગશે." [ઇબ્ને અબિદદુન્યા]

## મુસલમાન લોકો નસારાઓ તથા યહૂદીઓનું અનુકરણ કરવા લાગશે

હઝરત અબૂ સઈદ [રદી.]થી રિવાયત છે કે અલ્લાહના નબીએ [સલ.] ફરમાવ્યું :—

"ખરેખર તમે પોતાથી પહેલાંઓનું વેંત વેંત અને ગજે ગજ અનુકરણ કરવા લાગશો. [ એટલે : તે લોકો જે વસ્તુ તરફ જેટલા વધ્યા હશે તેટલું જ તમે પણ વધશો. ] અહિં સુધી કે અગર તેઓ પાટલાઘોના દરમાં ભરાયા હતા તો તમે પણ ભરાશો."

પૂછવામાં આવ્યું :—"યા રસૂલલ્લાહ ! શું "પહેલાંના લોકો"થી આપનો હેતુ યહૂદીઓ તથા નસારાઓ છે ?" આપે ફરમાવ્યું :—"તો વળી બીજા કોણ ?" [બુખારી, મુસ્લિમ]

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર [રદી.]થી રિવાયત થએલી બીજી હદીસમાં છે કે હુઝૂરે [સલ.] ફરમાવ્યું :—

"મારી ઉમ્મત પર તે ઝમાનો ગુઝર આવશે જે બની ઇસિરાઇલિ પર આવ્યો હતો. જેવી રીતે બંને પગના જોડાં સરખાં હોય છે આબાદ તેવી જ રીતે હુ—બ—હુ [ તેવો ઝમાનો મારી ઉમ્મત પર પણ આવશે. ] અહિં સુધી કે અગર બની ઇસિરાઇલિમાંથી કોઇએ ભર બઝારમાં પોતાની મા સાથે હરામખોરી કીધી તો મારી ઉમ્મતમાં પણ એવું કરનારા પયદા થશે."

પુનઃ ફરમાવ્યું :—

"નિઃશંક બની ઈસ્રાઈલિના બોતેર ધાર્મિક ફિર્કા પડી ગયા હતા. મારી ઉમ્મતમાં તોતેર ફિર્કા પડી જશે, જેમાંના એક વગર બધા જ જહન્નમમાં પડશે."

સહાબાએ પૂછ્યું :–"તે [ જન્નતી ] ફિર્કો કયો હશે ?" આપે ફરમાવ્યું :–"તે મારા અને મારા સહાબાના રસ્તા પર ચાલનારો ફિર્કો હશે." (મિશકાત)

ઉપલી હદીસોમાં અલ્લાહના રસૂલે (સલ.) જે કંઈ ઈરશાદ ફરમાવ્યો આજે તે બધું આપણી આંખ સામે બની રહ્યું છે. બની ઈસ્રાઈલિના ધાર્મિક ગુરૂઓ તથા અનુયાયીઓએ જે જે હરકતો કીધી હતી તે આજના ઝમાનામાં પણ બની રહી છે. ઈસ્લામમાં નવી નવી વાતો અને બિદઅતો કાઢવી, અલ્લાહની કિતાબ સાથે મનફાવતી રમત આદરવી, કુર્આનની તફસીરમાં મન ફાવતી તાવીલો કરવી, કોઈ શેઠીયાને ખુશ રાખવા તેની મરજી મૂજબનો ફત્વો આપવો, કોઈ માલદારનું દિલ જીતવા શરીઅતનો મસઅલો બદલી નાખવો, દુન્યા માટે ઈમાનને વેચી મારવું, પૈસાની લાલચમાં ઈસ્લામને જતો કરવું, મસ્જિદોને વિવિધ શણગારોથી શોભાવવું, હીલાઓ તથા બહાનાંઓથી હરામ વસ્તુઓને હલાલ બનાવી નાખવું, વગેરે બધું આ ઝમાનામાં પણ બની રહ્યું છે. જે તોતેર ફિર્કાઓની હુઝૂરે (સલ.) ભવિષ્યવાણી ફરમાવી હતી તે પણ આજે સાચી ઠરી ચુકી છે. હદીસોની શર્હોમાં એનું પૃથક્કરણ પણ કરવામાં આવ્યું છે. અહિં આટલું સમજી લેવું જરૂરી છે કે આ તે ફિર્કાઓ છે જેઓ ઈસ્લામી શરીઅતના મૂળભૂત સિધ્ધાંતો સાથે સંમત નથી. દાખલા રૂપે ખારજીઓ, રાફઝીઓ, કાદ્યાનીઓ. મુઅતઝિલાઓ, બહાઈઓ, સબાઈઓ, અહલે કુર્આનીઓ વગેરે. જે લોકો ઈસ્લામના મૂળભૂત સિધ્ધાંતો તથા બુન્યાદી માન્યતાઓ સાથે સંમત છે કિન્તુ નમાઝ, રોઝહ વગેરેના મસઅલાઓમાં ઈખ્તેલાફી મત ધરાવે છે [ જેમકે ચારેવ ઈમામોના અનુયાયીઓ તથા એહલે હદીસ ] એ બધાનો

તેજ એક જન્નતી ફિર્કામાં સમાવેશ થાય છે. કેમકે જે મસઅલાઓમાં એ ફિર્કાઓ પરસ્પર વિરોધી મત ધરાવે છે તેમાં ખુદ સહાબા પણ આપસમાં વિરોધી મત ધરાવતા હતા. સહાબાના તરીકાઓ પર ચાલનારને હુઝૂરે જન્નતી ફિર્કો જ ફરમાવ્યો છે.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે :—

"કયામત ત્યાંસુધી ન આવશે જ્યાંસુધી કે મારી ઉમ્મત પોતાથી પહેલાંના લોકોના તરીકાઓનું વેંતે વેંત અને ગજે ગજ અનુકરણ ન કરે."

સહાબાએ પૂછ્યું :—"યા રસૂલલ્લાહ! શું આપની ઉમ્મત ઈરાનીઓ અને રૂમીઓનું અનુકરણ કરશે?" આપે ફરમાવ્યું :—"તો વળી બીજા કયા પહેલાનાં લોકો છે?" (બુખારી)

હાફિઝ ઈબ્ને હજરે (રહ.) ફત્હુલબારીમાં લખ્યું છે કે :—આ હદીસમાં ઈરાનીઓ અને રોમન લોકોના આદર્શોનું અનુકરણ કરવાની ખબર આપવામાં આવી છે. ત્યારે એનાથી પહેલાંની હદીસમાં યહૂદીઓ તથા નસારાઓના અનુકરણનો ઉલ્લેખ થએલો છે. આ બંને હદીસો પર વિચાર કરતાં સ્પષ્ટ રીતે માલમ પડે છે કે દીનને બગાડવાના વિષયમાં હુઝૂર (સલ.)ની ઉમ્મત યહૂદીઓ તથા નસારાઓનું અનુકરણ કરશે. અને સિયાસત તથા રાજકારણના મામલામાં ઈરાનીઓ તથા રોમનોના ચીલે ચાલશે.

મતલબ એ છે કે મુસલમાન બાદશાહો, વઝીરો, નવાબો, પ્રાઈમ મિનિસ્ટરો, રાજ્યધિકારીઓ અને મુસલમાન જનતા ઈસ્લામી કાયદા કાનૂનો પર ચાલવાને બદલે પરધર્મીઓના કાયદા કાનૂનો પર ચાલશે. અને પોતાના ઈસ્લામી રાજ્યમાં ઈસ્લામી રાજબંધારણ દાખિલ કરવાના બદલે યહૂદીઓ, નસારાઓ, અગ્ની પૂજકો, મૂર્તિ પૂજકો અને બીજા

પરધર્મીઓના રાજબંધારણો દાખિલ કરશે. આજની ઇસ્લામી સલતનતો તરફ દ્રષ્ટિપાત કરો. ત્યાં કયા કાયદા કાનૂનો પર અમલ થઈ રહ્યો છે ?

## દરેક શખ્સ પોતાના મતને વળગી રહેશે દરેક શખ્સ પોતાની ખ્વાહિશોની તાબેદારી કરશે

હઝરત અબૂ સઅલબહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"નેકીઓનો હુકમ આપતા રહો અને બુરાઇઓથી અટકાવતા રહો, અહિં સુધી કે લોકોની એવી હાલત થઈ જાય [ અને તમે એવું જુઓ ] કે કંજુસીનું પાલન થઈ રહ્યું છે [ એટલે જ્યાં જુઓ ત્યાં કંજુસો જ કંજુસો દેખાવા લાગે ] અને લોકો પોતાની નફસાની ખ્વાહિશોની પાછળ દોડવા લાગે, અને દુન્યાને દીન પર સરસાઈ આપવામાં આવે, અને દરેક શખ્સ પોતાના મત પર ઇતરાવા લાગે, અને તમને [ પોતાના વિષે ] એવું ઠસી જાય કે હું પણ લોકોમાં રહીને એ બુરાઇઓમાં સપડાઈ જઇશ તો તે સમયે તમે પોતાની ઝાતને સંભાળી લેજો, અને લોકોના મામલાને છોડી દેજો." (મિશકાત)

## બે ખાસ બાદશાહો વિષેની ભવિષ્યવાણી

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ઇર્શાદ ફરમાવ્યો :—

"કયામત ત્યાંસુધી ન આવશે કે [ યમનમાં વસનારા ] કહતાન નામના કબીલામાંથી એક એવો બાદશાહ ન પયદા થઈ જાય જે પોતાની સત્તાના પ્રતાપે લોકોને પોતાની લાકડીથી હાંકવા લાગે." (બુખારી, મુસ્લિમ)

અર્થાત : બધા લોકો તેની વાત માની લેશે અને સંયુક્ત મતે તેની સત્તાનો સ્વિકાર કરી લેશે. (મિરકાત)

 

હાફિઝ ઇબ્ને હજરે (રહ.) અમુક આલિમોનું આ કથન પણ ટાંકયું છે કે તે બાદશાહ એટલો બધો દુષ્ટ, ક્રૂર અને નિષ્ઠુર હશે કે લોકોને ખરેખર ઊંટ બકરાંઓ પેઠે હાંકશે.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની બીજી રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"રાત અને દિવસના ક્રમનો ત્યાંસુધી અંત ન આવશે કે જહજાહ નામનો માણસ બાદશાહ ન બની જાય, જે ગુલામોના વંશમાંથી હશે." (મુસ્લિમ)

હઝરત શાહ રફીઉદ્દીન દહેલવીએ (રહ.) પોતાના "કયામત નામા"માં કહતાન બાદશાહને હઝરત ઇસા (અલૈ.)ના જા-નશીન હોવાનું જણાવ્યું છે. (વલ્લાહુ અઅલમ)

## એક હબશી ખાનએ કઅબાને તોડી પાડશે

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદી.)થી રિવાયત છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"જ્યાંલગી હબશવાળા તમારી સાથે ન લડે ત્યાંસુધી તમે પણ તેઓ સાથે ન લડશો. કેમકે બે ન્હાની ન્હાની પીંડલીઓવાળો એક હબશી ખાનએ કઅબાનો ખઝાનો ખેદી કાઢશે." (મિશકાત)

બીજી રિવાયતમાં છે કે બે ન્હાની ન્હાની પીંડલીઓવાળો એક હબશી ખાનએ કઅબાને બરબાદ કરી દેશે." (બુખારી, મુસ્લિમ)

હઝરત શાહ રફીઉદ્દીન (રહ.) લખે છે કે :—"જ્યારે બધા ઇમાનદારો દુન્યાથી ઉઠી જશે તો હબશીઓની ચઢાઈ થશે. અને આખી દુન્યામાં તેઓની સલતનત ફેલાઈ જશે. તેઓ ખાનએ કઅબાને ઉખેડી કાઢશે. અને હજ્જ બંધ થઈ જશે."

## ફળો ઓછાં ઉતરશે

હઝરત અબૂ મૂસા (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના નબીએ (સલ.) ફરમાવ્યું છે :–

"દુન્યા ટુંકી થઈ જશે. વખત જલદી જલદી પસાર થવા લાગશે; વરસ ટુંકા થઈ જશે. [ જલદી જલદી વિતવા લાગશે ] ફળો ઓછાં થઈ જશે." (તબરાની)

ફળો ઓછાં થઈ જશે એની બે મતલબ છે. [૧] પાક ઓછો ઉતરશે. [૨] નાનાં નાનાં પયદા થશે. બંને મતલબ લઈ શકાય છે. પહેલાંના જમાનામાં ફળો કેટલાં મોટાં થતાં હતાં તે વિષેની કંઈ માહિતી કોઈ કિતાબમાં જોવામાં આવી નથી. અલબત હઝરત ઈમામ દાઉદે (રહ.) લખ્યું છે કે મેં એક કાકડી તેર વેંતની માપી છે.

## સૌથી પહેલાં તીડનો નાશ થશે

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) ફરમાવે છે કે હઝરત ઉમર ફારૂક (રદી.)ની ખિલાફત કાળમાં તેમની વફાતના વરસે તીડો ખોવાઈ ગયાં. જેના કારણે હઝરત ઉમર (રદી.)ને પુષ્કળ ચિન્તા થવા લાગી. તેમણે તીડોને શોધવા માટે એક માણસને યમન તરફ દોડાવ્યો. એકને ઈરાક તરફ મોકલ્યો અને એકને સીરીયા તરફ, કે તેઓ ભાળ કાઢી લાવે કે ચાલુ વરસે તે તરફ તીડો જોવામાં આવ્યાં છે યા નહિં ? યમન તરફ જનારા માણસ પોતાની સાથે મુઠી ભર તીડો પણ લેતા આવ્યા. તેને જોતાંની સાથે જ હઝરત ઉમરે (રદી.) ખૂશીના આવેશમાં "અલ્લાહુ અકબર !"નો નઅરો બુલંદ કર્યો. અને ફરમાવ્યું : બેશક, મેં ખુદાના રસૂલ (સલ.)થી સાંભળ્યું છે કે :–

"બેશક, અલ્લાહ તઆલાએ એક હઝાર ઝાતના જાનવરો પયદા કર્યાં છે જેમાંના છ સો દરયામાં વસે છે અને ચાર સો ઝમીન પર વસે છે. અને જ્યારે કયામત નઝદીક આવશે તો તે જાનવરોમાંથી સૌથી પહેલાં તીડો નાશ શામશે. ત્યાર બાદ

બીજાં જાનવરો પણ એક પછી એક નાશ પામતાં જશે. જેવી રીતે કોઈ હારનો દોરો તૂટી જાય તો દાણા જ દાણા ખરવા લાગે."

હઝરત ઉમર ફારૂક (રદી.)ની ચિન્તા આ હદીસના આધારે જ હતી. કયામતની નઝદીકીની એક નિશાની—જે હજી પ્રગટ પણ થઈ ન હતી. માત્ર હદીસના આધારે જ તેમણે વિચાર્યું કે તીડો દેખાતાં નથી શું કયામત નઝદીક આવી ગઈ હશે? એ વિચારે જ—તેઓ એટલા બધા ગભરાઈ ગયા કે ખાસ તીડોને શોધવા માટે જ આપે ચારે તરફ માણસને દોડાવ્યા. હવે આપ વિચાર કરો કે અગર તીડો ન મળતે તો હઝરત ઉમરની શું હાલત થતે! ત્યારે હવે આપણે ઝરા પોતાની હાલતનો વિચાર કરો. આપણે કયામતની સેંકડો નિશાનીઓ પોતાની આંખે જોઈ રહ્યા છીએ છતાં આપણે તેની કશી દરકાર કે પરવા કરતા નથી.



# રસૂલુલ્લાહ (સલ.)ની ભવિષ્યવાણી

# ભાગ બીજો

## કયામતની નઝદીકીનો વિગતવાર અહવાલ

આથી અગાઉ જેટલી ભવિષ્યવાણીઓનું વર્ણન થયું તે બધી કયામતની નિશાનીઓ જ હતી. જેમાંની કેટલીક પુરી થઈ ચુકી છે, કેટલીક પુરી થઈ રહી છે અને કેટલીક ભવિષ્યમાં પુરી થશે.

કોઈ અકસ્માત, કોઈ ઘટના કે કોઈ બનાવનું કયામતની નિશાનીઓમાં હોવાની એ મતલબ નથી કે કયામત એકદમ નઝદીક આવી ગઈ હોય ત્યારે જ તે બને, બલકે એની મતલબ એ છે કે કયામત આવવા પહેલાં તે બનાવ અવશ્ય બનશે એટલે કયામતના આગમન અગાઉ તે બનાવનું ઝાહિર થવું ઝુરૂરી છે. એટલા જ માટે હુઝૂરે (સલ.) અસંખ્ય બનાવો અને ઘટનાઓ વિષે આમ ફરમાવ્યું છે કે :–

"કયામત ત્યાંસુધી ન આવશે જ્યાંસુધી કે આવું ન બને."

ખુદ હઝરત નબીએ કરીમ (સલ.)નું દુન્યામાં પધારવું એ પણ કયામતની નિશાનીઓમાંથી જ શુમારાય છે. જો કે આપની પુનિત પધરામણીને આજે લગભગ ચઉદ સો વરસ થવા આવ્યાં છે. અને ખુદા જ બિહતર જાણે છે કે હજી કયામત આવતાં કેટલાં વરસો નિકળી જશે.

બુખારી શરીફની રિવાયતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે હુઝૂરે (સલ.) પોતાની વફાતને કયામતની નિશાનીઓમાંથી ગણી છે.

હવે નીચેની લીટીઓમાં તે બનાવો અને ઘટનાઓનું વર્ણન કરીએ છીએ જે સામાન્ય રીતે કયામતથી બહુ જ નઝદીકના ઝમાનામાં ઝાહિર થશે. આ બનાવોનો તસલસુલ [ એકતારતા : એટલે એક પછી એક

લગાતાર બનાવો બનતા ચાલ્યા જશે તે] હઝરત મવલાના શાહ રફીઉદ્દીન દહેલવી (રહ.)ના "ક્યામત નામા"ને અનુસરતી જ છે.[૧] પરંતુ એની વિગતો અને તફસીલો મૂળ ઉર્દૂ સંપાદકે પોતે જ હદીસોનો અભ્યાસ કરીને લખેલી છે. અમુક જગાએ હું હઝરત શાહ સાહબ (રહ.)ની તરતીબથી વિરોધ મત ધરાવું છું, તેથી તેવા પ્રસંગોએ હઝરત શાહ સાહબ (રહ.)ના અનુસરણથી મઅઝૂર હતો.

## ઈસાઇઓ સાથે સુલેહ અને જંગ

હઝરત ઝી મુખબિર (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું છે :–

"ઈસાઇઓ સાથે સુલેહ કરશો જે શાંતિ ભરેલી સુલેહ હશે. પછી તમે અને તે ઈસાઇઓ એકત્ર થઈ ઈસાઇઓના એક બીજા પક્ષ સાથે જંગ કરશો. આ જંગમાં તમારી ફતેહ થશે. ગનીમતનો માલ હાથ લાગશે. તમે ત્યાંથી સહીહ સલામત પાછા ફરશો અને એક મોટા મોટા ટેકરાવાળા મયદાનમાં પડાવ નાખશો જ્યાં પુષ્કળ ઝાડો ઉગેલાં હશે. એટલામાં એક ઈસાઈ અમસ્થો ઉભો થઈ જશે. અને ક્રોસ હાથમાં પકડીને કહેશે :

"આ ક્રોસની[૨] બરકતથી ફતેહ મળી છે!"

"આ સાંભળીને એક મુસલમાન ગુસ્સામાં આવી જશે તે જુસ્સાભેર ઉભો થઈ પેલા ઈસાઈના હાથમાંથી ક્રોસ લઈને

(૧) હદીસ–સંગ્રહોમાં કયામતની નિશાનીઓનું ક્રમવાર વર્ણન થયું નથી. બલકે વિવિધ હદીસોમાં વિવિધ ઘટનાઓનો ઉલ્લેખ થએલો છે. હઝરત શાહ રફીઉદ્દીન દહેલવી (રહ.)એ એ બનાવોને તરતીબની હારમાળામાં પરોવીને અતિ દિલચસ્પ બાનીમાં રજૂ કર્યા છે.

(૨) ક્રોસ સૂળીને કહે છે. ઇસાઈ લોકો એને ધાર્મિક ચિન્હ તરીકે પૂજે છે અને પવિત્ર માને છે. જેથી પેલો ઇસાઇ ફતેહનું કારણ ક્રોસની બરકતને આભારી છે એવું કહેશે.

તોડી નાખશે. આ જોઈ બીજા ઈસાઈઓ સુલેહનામાનો ભંગ કરશે. અને મુસલમાનો સાથે લડાઈ કરવા માટે એકત્ર થઈ જશે. મુસલમાનો પણ પોતપોતાના હથિયારો લઈને દોડી પડશે. અને ઈસાઈઓ સાથે ભયંકર યુદ્ધ ખેલશે. આ જંગમાં અલ્લાહ તઆલા એ મુસલમાનોને શહાદતના જામથી સયરાબ કરશે." [ એટલે મુસલમાનો શહીદ થઈ જશે. ] (અબૂ દાઉદ)

હદીસમાં આટલું જ લખેલું છે. ફરી હઝરત શાહ સાહબ (રહ.) લખે છે કે આ લડાઈમાં મુસલમાનોનો બાદશાહ શહીદ થઈ જશે. અને અન્ય દેશો પેઠે સીરીયામાં પણ ઈસાઈઓની હુકૂમત કાયમ થઈ જશે. અગાઉ જે ઈસાઈઓના પક્ષ સાથે મુસલમાનોની લડાઈ થઈ હતી તેની સાથે હવે આ ઈસાઈઓ સુલેહ કરી લેશે. આ લડાઈમાં જેટલા મુસલમાનો બચી જવા પામશે તેઓ મદીના ચાલ્યા જશે. હવે લગભગ ખયબરના વિસ્તાર સુધી ઈસાઈઓની હુકૂમત ફેલાઈ જશે. *

બુખારી શરીફમાં લખેલું છે કે હુઝૂરે (સલ.) અવફ બિન માલિક (રદી.)ને તબૂકના યુદ્ધ પ્રસંગે કયામતની છ નિશાનીઓ બતાવી હતી. જેમાં ઈસાઈઓ અને મુસલમાનો વચ્ચેની સુલેહનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું હતું કે ઈસાઈ લોકો વચનભંગ કરી કરારનામું તોડી નાખશે. અને લડાઈ માટે તમારા મુકાબલામાં આવી જશે. તેઓના લશકરમાં એંસી ઝંડાઓ હશે અને દરેક ઝંડા હેઠળ બાર હઝાર સિપાહીઓ હશે. [ આ હિસાબે તેઓના લશકરની કુલ સંખ્યા નવ લાખ બોતેર હઝારની હશે ]

અમુક હદીસોમાં એક વિશ્વ યુધ્ધનું પણ વર્ણન થયું છે. જેમકે તિરમિઝી અને અબૂ દાઉદની રિવાયતમાં છે કે :–

---

* મુસલમાનોનું મદીનામાં ઘેરાઈ જવું અને ખયબરના વિસ્તારની પાસે પાસે ઇસાઇ હુકૂમતનું સ્થાપિત થઈ જવું એનો ખુલાસો હઝરત ઇબ્ને ઉમર (રદી.)ની એક રિવાયતમાં (અબૂ દાઉદમાં) મવજૂદ છે.

"એ વિશ્વ યુદ્ધ, કુસ્તુનતુન્યાની ફતેહ અને દજ્જાલનું આગમન સાત મહીનાની અંદર અંદર બની જશે."

અર્થાત : આ ત્રણે બનાવો સાત મહીનાની મુદ્દતમાં ઝડપી ગતિએ બની જશે. આ વિશ્વયુદ્ધ મુસલમાનો અને ગયર મુસલમાનો વચ્ચે ખેલાશે. પણ આખી દુન્યાના માણસો મઝહબના કારણે લડશે યા સિદ્ધાંતોની ખાતિર તે વિષેનો કંઈ ખુલાસો હદીસોની કિતાબોમાં મારા જોવામાં આવ્યો નથી. અલબત રિવાયતોમાં જે મહાન મહાન લડાઇઓનું વર્ણન થયું છે તેમાં મુસલમાનો પણ ભાગ લેશે તે વિષે હદીસોમાં લખેલું છે.

## હઝરત ઇમામ મેહદીનું આગમન

જ્યારે મુસલમાન લોકો ચો તરફથી ઘેરાઈ જશે અને તેઓની હુકૂમત માત્ર મદીનાથી ખયબર સુધી મર્યાદિત થઈ જશે તો તેઓ હઝરત ઇમામ મેહદી (અલૈ.)ને શોધવા લાગશે. તે સમયે ઇમામ મેહદી (અલૈ.) મદીનામાં મવજૂદ હશે. અને સરદારીનો ભાર ઉપાડવાથી બચવા માટે મક્કા ચાલ્યા જશે. મક્કાના અમુક માણસો તેમને ઓળખી કાઢશે અને તેમની પાસે જઈ તેમને ઘરમાંથી બાહર લાવશે. [ શાયદ ઇમામ મેહદી (અલૈ.) તવાફ કરી રહેલા હશે ત્યાં મુસલમાન લોકો તેમને પોતાની બયઅત લેવા માટે મજબૂર કરશે. ] જ્યારે ઇમામ મેહદી (અલૈ.) બયઅત કુબૂલ કરશે તો તેમની ખિલાફતના સમાચાર વાયુ વેગે પ્રસરી જશે. તે સાંભળીને સીરીયાથી એક લશકર તેમની સાથે લડવા માટે રવાના થશે. અને તેમના લશકર પાસે પહોંચે તે પહેલાં મક્કા અને મદીનાની વચ્ચે બયદા નામના સ્થળે એ આખું લશકર ઝમીનમાં ધસી જશે. આ બનાવના સમાચાર સાંભળી સીરીયાના

અબ્દાલ * અને ઈરાકના ધર્માત્માઓ ઈમામ મેહદીની સેવામાં આવી પહોંચશે. ફરી કુરૈશી વંશનો એક શખ્સ તેમના મુકાબલા માટે બની કલ્બ નામના કબીલાના પુરૂષોનું એક લશકર મોકલશે.

ઈમામ મેહદી (અલૈ.)નું લશકર આ કબીલા સાથે જંગ કરશે અને ફતેહમંદ નિવડશે. આ રિવાયત મિશકાત શરીફમાં અબૂ દાઉદના હવાલાથી લખેલી છે. એની શુરૂઆતમાં એમ પણ છે કે એક ખલીફાના મરણ પર વાંધો ઉઠશે કે હવે કોને ખલીફા બનાવવામાં આવે. આ જોઈ હઝરત ઈમામ મેહદી (અલૈ.) એમ વિચારીને મદીનાથી મક્કા ચાલ્યા જશે કે ક્યાંક મને ખલીફા ન બનાવી લેવામાં આવે.

## ઈમામ મેહદીનું નામ અને વંશાવળી

હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું છે કે :—

"મેહદી મારા વંશમાંથી અને ફાતિમાની અવલાદમાંથી હશે."

(અબૂ દાઉદ)

હઝરત અલીએ (રદી.) એક વેળા પોતાના બેટા ઈમામ હસન (રદી.) વિષે ફરમાવ્યું કે :—

"આ મારો બેટો સૈયિદ છે જેમકે રસૂલુલ્લાહે એનું નામ સૈયિદ રાખ્યું છે. એની અવલાદમાં એક શખ્સ પયદા થશે તેનું નામ તે જ હશે જે તમારા નબીનું નામ છે."

એટલે તેનું નામ મુહમ્મદ હશે. પુનઃ ફરમાવ્યું :—

* અબદાલ એ "બદલ"નું બહુ વચન છે. અબદાલ એવા અવલિયા અલ્લાહ લોકોને કહે છે કે જેમાંનો એક જાય તો તેના બદલે બીજો આવી રહે. ઇસ્લામના આરંભથી આજ સુધી તેઓના વુજૂદથી દુન્યા ખાલી રહી નથી. જ્યારેય કદિ તેઓમાંથી કોઇ મૃત્યુ પામે છે તો તેના સ્થાને બીજો આવી રહે છે. આ અદલા બદલીના કારણે જ તેઓને "અબદાલ" કહેવામાં આવે છે.

"સીરતમાં તે મારા બેટા હસન જેવો જ હશે પણ સૂરતમાં એના જેવો ન હશે." (અબૂ દાઉદ)

અમુક રિવાયતોમાં છે કે ઈમામ મેહદી (અલૈ.)ના પિતાનું નામ તે જ હશે જે હુઝૂર (સલ.)ના પિતાનું નામ છે. (મિશકાત)

હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :–

"મેહદી મારા વંશમાંથી હશે. તેનો ચેહરો ખૂબ નૂરાની હશે અને નાક બુલંદ હશે." (મિશકાત)

## ઈમામ મેહદીના ઝમાનામાં દુન્યાની હાલત

હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું છે કે :–

"આ ઉમ્મત પર એક ઝબરદસ્ત મુસીબત આવશે. ઝુલ્મ તથા ત્રાસથી બચવા માટે ઈન્સાનને કોઈ પનાહની જગા ન મળશે. તે સમયે ખુદાવંદ તઆલા મારા ખાનદાનમાંથી એક શખ્સને પયદા કરશે. તે ઝમીનને ઈન્સાફ અને ન્યાયથી ભરપૂર કરી દેશે."

એટલે તેમના જન્મ પહેલાં દુન્યામાં ઈન્સાફનું નામ પણ ન હતો. ચારે કોર અંધેર, અન્યાય, ઝુલ્મ અને ત્રાસ ફેલાએલો હશે. ફરી ઈમામ મેહદીની પધરામણી થતાં જ આખી દુન્યામાં ઈન્સાફ જ ઈન્સાફ ફેલાઈ જશે. પુનઃ ફરમાવ્યું :–

"તેમના ઈન્સાફથી આકાશવાળા અને ઝમીનવાળા બધા રાઝી રાઝી થઈ જશે. [ અને તે ઝમાનાની નેકીઓ તથા ઈન્સાફનું એ પરિણામ નિકળશે કે ] આસમાન ઝરાક પાણી પણ વરસાવવા વિના ન માનશે. અને ખૂબ મુશળધાર વરસાદો વરસશે. ઝમીન પણ પોતાના ગર્ભમાંથી તમામ ફળ, ફુલ, અનાજ અને લીલોતરીઓ ઉગાડી દેશે. અહિં સુધી કે

[ વસ્તુઓ એટલી બધી સસ્તી થઈ જશે અને ખુરાકી તથા ફળફળાદિ એટલી બધી ઉભરાઈ જશે કે ] જીવતા લોકો મુરદાંઓની તમન્ના કરવા લાગશે. [ કે કાશ ! અમારાં સગાં વહાલાં, ભાઈ બિરાદરો અને દોસ્ત અહબાબ આજે જીવતા હોત તો આ અમન ચમન અને એશ આરામના ઝમાનાને જોઈ લેતે !" ]                (મિશકાત)

હઝરત ઈમામ મેહદી (અલૈ.)ના ઝમાનામાં માલતું ઉત્પાદન એટલું બધું વધી પડશે કે અગર તેઓમાંથી કોઈ કંઈ માગશે તો ખોબા ભરી ભરીને તેને એટલું બધું આપવામાં આવશે જેટલું ઉપાડી જવાની તેનામાં તાકત હશે.                (તિરમિઝી)

અબૂ દાઉદની એક રિવાયતમાં છે કે :—

"ઈમામ મેહદી (અલૈ.) નબી (સલ.)ના સિદ્ધાંતો અને સંસ્કારોનું પાલન કરશે. તેમના ઝમાનામાં આખી ધરતી પર ઈસ્લામ જ ઈસ્લામ હશે. તેઓ સાત વરસ સુધી હુકૂમત કરશે. ફરી વફાત પામશે અને મુસલમાન લોકો તેમના જનાઝાની નમાઝ પઢશે."

## કાફિરો સાથે ઈમામ મેહદીની લડાઇઓ

હઝરત ઈમામ મેહદી (અલૈ.)ને કાફિરો સાથે અનેક લડાઇઓ લડવી પડશે. જેમાંની અમુક લડાઇઓનું વર્ણન અબૂ દાઉદની રિવાયતમાં આગળ ઉપર થઈ ચુકયું છે. એ રિવાયતમાં એમ પણ હતું કે ઈમામ મેહદી સાથે બની કલ્બના કબીલાવાળાઓ લડાઈ કરવા આવશે અને પરાજય પામશે. બીજું લશકર આપની સાથે યુદ્ધ કરવા સીરીયાથી રવાના થશે. પણ મક્કા અને મદીના વચ્ચેના એક સ્થળે ઝમીનમાં ધસી જશે. એ સિવાય બીજી રિવાયતોમાં પણ મુસલમાનોની લડાઇઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પણ એ રિવાયતોમાં ઈમામ મેહદીનું નામ નથી. અલબત હઝરત શાહ રફીઉદ્દીન દહેલવીએ (રહ.) તે લડાઇઓને

પણ ઈમામ મેહદીના ઝમાનાની જ લડાઈઓ બતાવી છે. અત્રે તે પણ લખીએ છીએ. હઝરત શાહ સાહેબ લખે છે કે :–

"ઈમામ મેહદી (અલૈ.) મક્કાથી નિકળી મદીના માટે રવાના થશે. અને દુન્યાના સરદાર હઝરત મુહમ્મદ (સલ.)ના પવિત્ર રવઝહની ઝિયારત કરી સીરીયા તરફ ઉપડશે. ચાલતાં ચાલતાં હજી દમિશ્ક સુધી જ પહોંચ્યા હશે ત્યાં તો બીજી તરફથી ઈસાઈઓનું લશકર મુકાબલા માટે આવી ચઢશે. તેઓના મુકાબલા માટે મેહદી (અલૈ.) પોતાના લશકરને તૈયાર કરશે. અને ત્રણ દિવસ સતત ઘમસાણનું યુદ્ધ ચાલશે. ચોથા દિવસે મુસલમાનોનું લશકર વિજ્યી નિવડશે."

આ લડાઈનું વર્ણન હદીસમાં આ પ્રમાણે થયું છે :–

"ક્યામત આવવા પહેલાં એવું અવશ્ય બનશે કે ન વારસાના માલની વહેંચણી થશે અને ન ગનીમતના માલની ખૂશી થશે." ફરી એનો ખુલાસો કરતાં ફરમાવ્યું :–

"સીરીયાના મુસલમાનો સાથે લડવા એક ઝબરદસ્ત દુશમન એકત્ર થઈને આવશે. અને પોતાના લશકરમાંથી એક એવા સમુહને ચુંટીને મોકલશે જેઓ પાસે પ્રતિજ્ઞા લેવડાવી હશે કે કાં તો મરી જઈશું યા ફતેહ મેળવીશું. [ પણ પાછળ ન હટીશું ] ફરી આખો દિવસ લડાઈ ચાલશે. અને રાત પડતાં લડાઈ બંધ કરી દેવામાં આવશે. દરેક પક્ષ લડાઈના મયદાનમાંથી પાછો ફરશે. ન એને ફતેહ મળશે ન તેને ફતેહ મળશે. અને બંને પક્ષની ફોજ [ જે આજે લડી હતી ] લડતાં લડતાં ખતમ થઈ જશે. બીજા દિવસે મુસલમાન લોકો પુનઃ એક એવી જમાઅતને ચુંટીને મોકલશે જેની પાસે નક્કી કરાવી લેવામાં આવ્યું હશે કે મરી ખપી જઈશું પણ ફતેહ વગર પાછળ ન હટીશું. તે દિવસે પણ આખો દહાડો

યુદ્ધ ચાલશે, અહિં સુધી કે રાત બંને પક્ષની આડે આવી જશે. અને કોઇને પણ ફતેહ ન મળશે. ન એ વિજ્યી નિવડશે ન તે વિજ્યી નિવડશે. તે દિવસે લડનાર બંને પક્ષનું લશકર પણ લડતાં લડતાં ખપી જશે. ત્રીજા દિવસે પુનઃ મુસલમાન લોકો પોતાના સૈન્યમાંથી ચુંટેલા સૈનિકોને મયદાને જંગમાં મોકલશે. તેઓ પાસે પણ તેવી જ પ્રતિજ્ઞા લેવડાવી હશે કે જીવ આપી દઇશું પણ પુંઠ ફેરવીશું નહિં. એ દિવસે પણ સાંજ સુધી ધમસાણનું યુદ્ધ ચાલુ રહેશે. અને રાત પડતાં અટકી જશે. આજે પણ બંને પક્ષનું પાસું સરખું રહેશે. ન એ જીતશે ન તે જીતશે. અને એ દિવસે લડનારા પણ બધા ખત્મ થઈ જશે. ચોથા દિવસે બચેલા ખુચેલા બધા મુસલમાનો લડાઈ માટે તૈયાર થઈ જશે. [ અને ભયંકર ખૂનરેઝી બાદ ] ખુદા તઆલા કાફિરોના લશકરને પરાજ્ય આપશે. તે દિવસે એવી ઝબરદસ્ત લડાઈ ખેલાશે કે એથી અગાઉ એવી લડાઈ કદિ ખેલાઈ ન હશે. આ લડાઈની ભયંકરતાનો અંદાઝો આ વાતથી કાઢી શકાય છે કે લડાઈના મયદાનમાં મરી જનારાઓની લાશો પાસેથી પક્ષિઓ અને પંખીઓ પસાર થવા માગશે પણ [ મગજ ફાડી નાખે એવી દુર્ગંધના કારણે અથવા માઇલો સુધી લાશો જ લાશો પથરાએલી હોવાના કારણે ] ઉડતાં ઉડતાં તે પક્ષિ પડીને મરી જશે. [ અને લાશોના છેડા સુધી પહોંચી ન શકશે ] આ જંગમાં ભાગ લેનારા લોકો પોતપોતાના કુટુમ્બના માણસોને ગણશે તો સેંકડે એક માણસ બચેલો હશે."

ત્યાર બાદ હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

"બતાવો ! આવી હાલતમાં ગનીમતનો માલ મળવાની કોને ખૂશી હાસિલ થશે ? અને વારસો વહેંચવા માટે કોનું દિલ ચાહશે ?"

## કાણો દજ્જાલ નિકળશે

વાત ચાલુ રાખતાં હુઝૂરે (સલ.) આગળ ફરમાવ્યું :—

"એ લોકો લડાઈથી પરવારીને પોતાના માણસોને ગણવામાં લાગેલા હશે એટલામાં અચાનક એક એવી લડાઈના સમાચાર સાંભળશે જે અગાઉની લડાઈ કરતાં પણ વધુ ભિષણ હશે. [ અને હજી આ બીજી લડાઈ તરફ પુરેપુરૂં ધ્યાન પણ આપ્યું ન હશે ત્યાં તો ] બીજા સમાચાર એ સાંભળશે કે [ કાણો ] દજ્જાલ નિકળી આવ્યો છે; જે આપણાં બાલ બચ્ચાંઓને ફિત્નામાં નાખવાનો વિચાર ધરાવે છે. દજ્જાલના સમાચાર સાંભળતાં જ તેઓ ગનીમતના માલ, અસબાબને પોતાના હાથમાંથી ફેંકી દેશે. અને પોતપોતાના ઘર તરફ રવાના થઈ જશે. સાવચેતી રૂપે તેઓ પોતાની આગળ દસ ઘોડે સવારોને મોકલી આપશે. કે જેથી તેઓ દજ્જાલના ખરા સમાચાર લઈ આવે."

આ ઘોડે સવારો માટે હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે :—

"હું તેઓના નામ, તેઓના બાપના નામ અને તેઓના ઘોડાઓનો રંગ ઓળખું છું. આ ઘોડે સવારો તે દિવસે ઝમીન પર વસનારાઓમાં ઉત્તમોત્તમ હશે." (મુસ્લિમ)

એ પછી હઝરત શાહ સાહબ દહેલવી (રહ.) લખે છે :—

"આ જંગમાં એટલા બધા ઈસાઇઓ માર્યા જશે [ અને તેઓ એવી બુરી રીતે શિકસ્ત પામશે ] કે જેઓ બચી જવા પામ્યા હશે તેઓના મગઝમાં હુકૂમત [ કરવા ]ની ગંધ પણ બાકી રહેશે નહિં. તેઓ પડતા આખડતા નાસી જશે અને વેર વિખેર થઈ જશે. મુસલમાન લોકો તેઓની પુંઠ પકડશે અને હઝારોને પોતાની તલવારોથી મવતના ઘાટ ઉતારી દેશે."

હઝરત શાહ સાહબે પુનઃ લખ્યું છે :–

"ત્યાર બાદ હઝરત ઈમામ મેહદી (અલૈ.) ઈસ્લામી શહેરોની વ્યવસ્થા તથા મુસલમાનોની તનઝીમના કામમાં લાગી જશે. અને દરેક સ્થળે સેંકડો લશકરો તથા અસંખ્ય સૈન્યો રવાના કરશે. આ કામથી નિવૃત્ત થઈ તેઓ કુસ્તુન્તુન્યા શહેરને ફતેહ કરવા રવાના થશે. [ આ શહેરનું ફતેહ થવું કયામતની નિશાનીઓમાંથી છે. ] જ્યારે ઈમામ મેહદી રોમના દરયાના કિનારે પહોંચશે તો બબૂ ઈસ્હાકના * સિત્તેર હઝાર માણસોને વહાણોમાં બેસાડી મઝકૂર શહેર પર ચઢાઈ કરવાનો હુકમ આપશે."

હદીસમાં બનૂ ઈસ્હાકના સિત્તેર હઝાર માણસોની લડાઈનું તો વર્ણન થયું છે પણ તેઓ કુસ્તુન્તુન્યા શહેરને ફતેહ કરવા માટે લડશે એની ઓળખવટ નથી થઈ. બલ્કે આમ ફરમાવ્યું છે કે :–"એવું શહેર છે જેની એક તરફ ખુશ્કી છે અને બીજી તરફ સમુદ્ર છે. ત્યાંના રહેનારાઓ સાથે બનૂ ઈસ્હાકના સિત્તેર હઝાર માણસો જંગ કરશે."

મિરકાતના લેખકે લખ્યું છે :–"એ શહેર રોમમાં છે તેમનું નામ અમુકે કુસ્તુન્તુન્યા જણાવ્યું છે." શાહ સાહબ (રહ.) પેઠે ઈમામ નૂદીએ પણ એ શહેરને કુસ્તુન્તુન્યા જણાવ્યું છે.

પુરી રિવાયત આ પ્રમાણે છે કે એક વેળા હુઝૂરે (સલ.) સહાબાને ફરમાવ્યું :–"શું તમે એવા શહેર વિષે જાણો છો જેની એક તરફ ખુશ્કી છે અને બીજી તરફ સમુદ્ર છે?" સહાબાએ વિનંતી કરી :–"જી હા, જાણીએ છીએ." હુઝૂરે ફરમાવ્યું :–

* અબૂ ઈસ્હાક તે લોકો છે જેઓ હઝરત ઈસ્હાક (અલૈ.)ના વંશમાંથી ઉતરી આવેલા છે. અને સીરીયામાં રહે છે. ઈમામ નૂદીએ કાઝી અયાઝથી નકલ કર્યું છે કે કિતાબ (મુસ્લિમ)માં બનૂ ઈસ્હાક જ છે પણ મહફૂઝ બની ઇસ્માઇલ છે.

"કયામત ત્યાંસુધી ન આવશે જ્યાંસુધી કે બનૂ ઈસ્હાકના સિત્તેર હઝાર માણસો તે શહેર પર ચઢાઈ કરી જંગ ન કરી લે. જ્યારે એ માણસો જંગ કરવા માટે તે શહેરની પાસે પડાવ નાખશે તો તેઓ ન હથિયારથી લડશે ન કોઈ તીર ફેંકશે. [બલકે માત્ર ખુદાની ગેબી મદદથી તેને ફતેહ કરી લેશે. અને તે એ રીતે કે] લાઇલાહા ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબરનો નઅરો મારશે તો તેની એક તરફની દીવાર પડી જશે. ફરી બીજી વાર એ નઅરો મારશે તો બીજી તરફની દીવાર પડી જશે. અને ત્રીજી વાર નઅરો મારશે તો શહેરમાં દાખિલ થઈ જવાનો રસ્તો મળી જશે. અને તેઓ શહેરમાં દાખિલ થઈ જશે. [અને શહેરને ફતેહ કરી લેશે.] પુષ્કળ ગનીમતનો માલ હાથ લાગશે. માલે ગનીમતની વહેંચણી કરી રહ્યા હશે ત્યાં તો અચાનક તેઓના કાનમાં અવાઝ આવશે કે દજ્જાલ નિકળી આવ્યો છે. આ સાંભળતાં જ તેઓ દરેક વસ્તુને પડતી મૂકીને પાછા ફરશે." (મુસ્લિમ)

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત થએલી મુસ્લિમની બીજી એક રિવાયતમાં કુસ્તુન્તુન્યાની ફતેહ તથા દજ્જાલના નિકળવાનું વર્ણન આ પ્રમાણે થયું છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—

"કયામત ત્યાંસુધી ન આવશે જ્યાંસુધી કે એવું ન બને કે રોમવાળા [ઈસાઈઓ] અઅમાક * અથવા વાબિકમાં પડાવ નાખે અને તેઓ સાથે જંગ કરવા મદીનાનું એક લશકર

* અઅમાક અને વાબિક એ બે સ્થળોના નામ છે જે હલબ નામના શહેર પાસે આવેલાં છે. એમ અલ્લામા નૂદી (રહ.)નું કથન છે. વળી ઈસાઇઓના મુકાબલા માટે મદીનાથી મુસલમાનોનું લશકર નિકળશે તો આ મદીનાથી મુરાદ હુઝૂર (સલ.)નું મદીના નથી. બલકે હલબ નામનું શહેર છે. મઝાહિરે હકના લેખકે અમુક આલિમોનું આ કથન પણ ટાંકયું છે કે મદીનાથી મુરાદ દમિશ્ક શહેર છે. અહિં મદીનાથી હુઝૂર (સલ.)નું મદીના સમજવું એ ઝઇફ કથન છે.

નિકળશે. આ લશકર તે સમયે ઝમીન પર વસનારાઓમાં સર્વોત્તમ હશે. જ્યારે બંને તરફના લશકરોની હારો ગોઠવાઈ જશે તો ઇસાઇઓ કહેશે :–"અમને અને તે મુસલમાનોને છોડી દો જેઓ અમારા માણસોને કયદ કરીને લાવ્યા છે." મુસલમાનો જવાબ આપશે કે :–"ખુદાના સોગંદ! અમે એવું ન કરીશું કે તમારા અને પોતાના ભાઇઓ વિષે કંઈ ન બોલીએ. અને તમને તેઓ સાથે લડવા દઇએ." આમ કહી ઇસાઇઓ સાથે જંગ કરશે. આ જંગમાં મુસલમાનોનું તૃત્યાંશ લશકર શિકસ્ત પામશે. [ એટલે લશકરનો તૃત્યાંશ ભાગ લડાઈ ન કરતાં અલગ થઈ જશે ] ખુદા તેઓની તોબા કદિ કુબૂલ ન કરશે. ફરી એક તૃત્યાંશ લશકર શહીદ થઈ જશે જેઓ અલ્લાહ કને ઉત્તમોત્તમ શહીદો હશે. ફરી એક તૃત્યાંશ લશકર ઇસાઇઓ પર વિજય મેળવશે જે કદિ ફિત્નામાં ન પડશે. એજ તૃત્યાંશ લશકર કુસ્તુન્તુન્યાને ફતેહ કરશે. તેને ફતેહ કરવા બાદ ગનીમતનો માલ વહેંચી રહ્યા હશે અને પોતાની તલવારોને ઝૈતૂનના ઝાડ પર લટકાવી રહ્યા હશે કે એટલામાં અચાનક શયતાન મોટેથી પુકારશે કે :–"ખરેખર મસીહ દજ્જાલ તમારી ગેર હાજરીમાં તમારા બાલ બચ્ચાંઓ પાસે પહોંચી ગયો." પરંતુ શયતાનના આ સમાચાર ખોટા હશે. [ ત્યાર બાદ મુસલમાનોનું લશકર સીરીયા જવા માટે રવાના થશે. અને જ્યારે સીરીયા * પહોંચી જશે તો દજ્જાલ નિકળી આવશે. તેઓ લડાઈની તૈયારી જ કરી રહ્યા હશે અને લડવા માટે હારો ગોઠવી રહ્યા હશે ત્યાં તો નમાઝનો વખત થઈ જશે."

* ઝાહિર એ છે કે સીરીયાથી બૈતુલ મુકદ્દસ મુરાદ છે. જેમકે અમુક રિવાયતોમાં એની ચોખવટ કરવામાં આવી છે.

## હઝરત ઈસા (અલૈ.) આસમાન પરથી ઉતરશે

"અને નમાઝ ઉભી થઈ જશે. એટલામાં હઝરત ઈસા બિન મરયમ (અલૈ.) આસમાન પરથી ઉતરશે. અને મુસલમાનોના ઈમામ બનશે. હઝરત ઈસા (અલૈ.)ને જોતાં જ ખુદાનો દુશમન [ દજ્જાલ ] એવી રીતે પીગળવા લાગશે જેમ પાણીમાં નમક પીગળે છે. જો હઝરત ઈસા (અલૈ.) તેને કત્લ ન કરી દે અને એમ જ છોડી દે તો દજ્જાલ એમ જ પીગળી પીગળીને મરી જાય. પરંતુ હઝરત ઈસા (અલૈ.) તેને પોતાના હાથે કત્લ કરશે અને તેના લોહીથી ખરડાએલો પોતાનો ભાલો લોકોને દેખાડશે."

## હઝરત ઈસા (અલૈ.)નો હુલ્યો

હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું છે કે :—

"મેં આજે ખ્વાબમાં કઅબાને જોયો. ત્યાં એક ગૃહસ્થ બે માણસોના ખભા પર હાથ મૂકી તવાફ કરતા દેખાયા. એ ગૃહસ્થનો રંગ એવો ઉમદા ઘઉં વર્ણો હતો જે સારામાં સારા ઘઉં વર્ણા ઈન્સાનોનો તમે જોયો હોય. તેમના વાળ કાનોથી નીચે સુધી લહેરાતા હતા. અને એટલા બધા સુંદર હતા જે કોઈ સારામાં સારા વાળોવાળાના વાળ તમે જોયા હોય. તેમણે પોતાના વાળોમાં કાંસકી કરેલી હતી. અને તે વાળોમાંથી પાણીના ટીપાં ટપકી રહ્યાં હતાં." મેં [ કોઇને ] પૂછ્યું :— "એ ગૃહસ્થ કોણ છે?" જવાબ મળ્યો :—"એઓ મસીહ બિન મરયમ છે."

આગળ આવતી બીજી એક રિવાયતમાં છે કે :—

"હઝરત મસીહ બિન મરયમ (અલૈ) બે ફરિશતાઓની પાંખો પર હાથ મૂકીને પીળા રંગના પોશાકમાં સજ્જ થઈ આસમાન પરથી ઉતરશે. જ્યારે તેઓ શીર ઝુકાવશે તો તેમનો પસીનો

ટપકશે. અને જ્યારે શીર ઉપાડશે તો તેમાંથી મોતીઓ પેઠે [પસીનાનાં નૂરાની ટીપાં] ટપકવા લાગશે. જાણે એ ચાંદીના બનાવેલા દાણા હોય."

## દજ્જાલનો હુલ્યો

હઝરત નબીએ કરીમે (સલ.) પુનઃ ફરમાવ્યું :–

"પછી મેં બીજા એક શખ્સને બે માણસોના ખભા પર હાથ મૂકીને તવાફ કરતાં જોયો. તેના વાળ એકદમ વાંકડીયા હતા. તે જમણી આંખે કાણો હતો. * જાણે તેની આંખ ઉપસી આવેલો દ્રાક્ષનો દાણો હોય. [એટલે તેની આંખમાં કીકી ન હતી, જે દ્વારા જોઈ શકાય છે. બલકે દ્રાક્ષ પેઠે સુફેદ હતી. અને ઉપસી આવેલી હતી જેના કારણે તે ભૂંડો વશ લાગતો હતો] તેની શકલ–સૂરત સાથે સૌથી વધુ મળતાવડો હોય એવો માણસ મેં અબ્દુલઉઝ્ઝા બિન કુત્નને જોયો છે."

બીજી રિવાયતમાં છે કે :–

"તે માણસનું બદન લાલ હતું, અંગ ભારે અને લૂંઠું હતું. માથાના વાળ વાંકડીયા હતા. જમણી આંખે કાણો હતો. મેં [કોઇને] પૂછ્યું :–"આ માણસ કોણ છે?" જવાબ મળ્યો :– "એ મસીહ દજ્જાલ છે." (બુખારી, મુસ્લિમ)

અમુક રિવાયતોમાં એમ પણ છે કે દજ્જાલ ઠીંગણો હશે. અને તેના પગો વાંકા હશે. બયહકીએ એક રિવાયત ટાંકેલી છે કે દજ્જાલ એક બહુ જ સફેદ ગધેડા પર સવાર થઇને નિકળશે. તે ગધેડાના એક

* અમુક રિવાયતોમાં એમ છે કે દજ્જાલની ડાબી આંખ કાણી હશે. અત્રે બધી રિવાયતોને ભેગી કરી માનવંતા આલિમોએ તેનું તાત્પર્ય એ કાઢ્યું છે કે :–દજ્જાલ જમણી આંખે તદ્દન કાણો હશે. તેની આંખ દ્રાક્ષ પેઠે ઉપસી આવેલી હશે. તે ડાબી આંખે પણ કાણો હશે. પરંતુ તેનાથી તેને દેખાતું હશે.

કાનથી બીજા કાન સુધીનો ફાસ્લો સિત્તેર બાઅનો હશે. અને બાઅ બે ગઝનો હોય છે.

## દુન્યામાં દજ્જાલનું તોફાન

હઝરત હુઝૈફહ (રદી.)થી રિવાયત છે કે હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું છે :–

"બેશક દજ્જાલ નિકળશે અને બેશક તેની સાથે પાણી પણ હશે અને આગ પણ હશે." [ અમુક રિવાયતોમાં એમ પણ છે કે ] "તેની સાથે જન્નત પણ હશે અને દોઝખ પણ હશે. લોકો જેને પાણી સમજશે તે [ હકીકતમાં ] બાળી નાખનારી આગ હશે. અને લોકો જેને આગ સમજશે તે [ હકીકતમાં ] મીઠું પાણી હશે. [ અર્થાત : લોકો જેને પાણી સમજીને કુબૂલ કરશે તેઓ દોઝખની આગમાં બળશે અને જેને આગ સમજીને તેમાં પડવાનું કુબૂલ કરશે તેઓને જન્નતનું મીઠું પાણી મળશે. ] માટે તમારામાંથી જે કોઈ તેના ઝમાનામાં હયાત હોય તેને જોઇએ કે જ આગ દેખાતી હોય તેમાં જ પડે. કેમકે તે હકીકતમાં મીઠું પાણી હશે."

(બુખારી, મુસ્લિમ)

મુસ્લિમની રિવાયતમાં એમ પણ છે કે દજ્જાલની બંને આંખો વચ્ચે ( પેશાની પર ) "કાફિર" શબ્દ લખેલો હશે. જેને દરેક અભણ અને જાણકાર મુઅમિન વાંચી શકશે. અમુક રિવાયતોમાં છે કે તેની સાથે ગોસ્ત અને રોટીના પહાડ હશે અને પાણીની નહેરો હશે. કોઇની ઉશકેરણીથી ક્રોધે ભરાઇને પૂર્વ તરફથી નિકળી પડશે. અને મદીના જવાનો વિચાર કરશે. પણ મદીનામાં દાખિલ થઈ શકશે નહિં. કેમકે તે દિવસે મદીનાના સાત દરવાઝા હશે. અને દરેક દરવાઝા પર બે ફરિશતા પહેરો ભરતા હશે. આ જોઈ દજ્જાલ ઉહદના પહાડની પાછળ અટકી જશે. પછી ફરિશતાઓ તેનું મોઢું સીરીયા તરફ ફેરવી દેશે.

અને તે સીરીયા તરફ રવાના થઈ જશે. ત્યાં જ હઝરત મસીહ બિન મરયમ (અલૈ.)ના હાથે હલાક થશે.

## મદીનામાં ધરતીકંપના આંચકા

જ્યારે દજ્જાલ મદીનાની પાસે ઉહદના પહાડની પાછળ આવીને થોભશે તો મદીનામાં ધરતીકંપના ત્રણ આંચકા લાગશે. એ આંચકાઓથી ગભરાઇને તમામ કાફિરો તથા મુનાફિકો બાહર નિકળી દજ્જાલની પાસે પહોંચી જશે. (બુખારી)

## "તું તો જૂઠો દજ્જાલ છે"

ફત્હુલ બારીમાં હાકિમની એક રિવાયત નકલ કરેલી છે તેમાં લખ્યું છે કે મદીનાના ફાસિક મરદો અને ફાસિક અવરતો પણ દજ્જાલની સાથે થઈ જશે. એજ દરમ્યાન (જ્યારે દજ્જાલ મદીનાની પાસે થોભેલો હશે) એક એવો બનાવ બનશે કે મદીનાનો એક મુસલમાન મદીનામાંથી નિકળીને દજ્જાલની સામે આવશે. આ મુસલમાન તે ઝમાનામાં ઝમીન પર વસનારાઓમાં સૌથી વધુ બિહતર હશે. તે દજ્જાલને કહેશે :—

"હું સાક્ષી આપું છું કે બેશક તું તેજ દજ્જાલ છે જેની ખુદાના રસૂલે અમને ખબર આપી હતી."

તેની આ વાત સાંભળી દજ્જાલ ત્યાં હાઝિર રહેલા લોકોને સંબોધી કહેશે :—

"અગર હું એને કત્લ કરીને પાછો જીવતો કરી દઉં તોપણ તમે મને જૂઠો કહેશો ?"

લોકો જવાબ આપશે :—"નહિં."

ફરી દજ્જાલ તે મુસલમાનને કત્લ કરી નાખશે, અને પુનઃ સજીવન કરી દેશે. સજીવન થતાં જ તે મુસલમાન પુકારી ઉઠશે :—"ખુદાના સોગંદ ! તારા વિષે મને આજે (તારા જૂઠા હોવાની) જે ખાતરી થઈ

છે એવી ખાતરી મને અગાઉ કદિ થઈ ન હતી." ત્યાર બાદ દજ્જાલ પુનઃ તેને કત્લ કરવા ચાહશે પણ કત્લ કરી શકશે નહિં.

(બુખારી, મુસ્લિમ)

## એને ચીરી નાખો

એવો જ એક બીજો બનાવ પણ હદીસોમાં આવ્યો છે. તે આ પ્રમાણે છે કે એક મુઅમિન દજ્જાલ પાસે જવાનો વિચાર કરશે. દજ્જાલની દરબાની કરતા સિપાહીઓ તેને પૂછશે :–"કયાં જવાનો વિચાર છે?" તે ધિક્કાર ભરેલી ઢબે જવાબ આપશે :–"હું તે માણસ પાસે જવા માગું છું જે જૂઠો દઅવો કરીને નિકળ્યો છે." દજ્જાલના પહેરેગીરો કહેશે :–"શું તું અમારા ખુદા પર ઈમાન નથી લાવતો?" તે જવાબ આપશે :–"અમારા રબને ઓળખવામાં તો કંઈ શંકા જ નથી. અગર અમારા રબને ઓળખવામાં વાંધો આવતે અને તેના ખુદા હોવાનું સાબિત ન થતે તો બનવા જોગ છે કે હું તમારા ખુદાને માની લેતે." આ વાતચીત પછી પહેરેગીરો તેને કત્લ કરી નાખવાનો વિચાર કરશે. પરંતુ એક બીજાના સમજાવવાથી તેઓ પોતાનો વિચાર બદલી નાખશે. અને દજ્જાલના અમુક માણસો અમુકને કહેશે :–"તમને ખબર નથી તમારા રબે પોતાની રઝા વગર કોઇને કત્લ કરવાની ના પાડી છે." જેથી તેઓ તે મુઅમિનને દજ્જાલની પાસે લઈ જશે. અને દજ્જાલને જોતાં જ તે પુકારી ઉઠશે :–

"હે લોકો! આ તો તેજ દજ્જાલ છે જેની ખુદાના રસૂલે ખબર આપી હતી."

આ સાંભળી દજ્જાલ પોતાના માણસોને કહેશે :–"એને ઉંધો સુવાડી દો!" લોકો તેને ઉંધો સુવાડી દેશે. દજ્જાલ કહેશે :–"એને ઝખ્મી કરી દો!" લોકો તેને મારવા લાગશે અને મારતાં મારતાં તેની કમર તથા પેટને ફુલાવી દેશે. ફરી દજ્જાલ તેને કહેશે :–"શું હજી પણ તું મારા ઉપર ઈમાન નથી લાવતો?" તે જવાબ આપશે :–"તું

જૂઠો દજ્જાલ છે." આ સાંભળી દજ્જાલ પોતાના માણસોને કહેશે :– "એના માથા પર કરવટ મૂકી એને ચીરી નાખો." તેઓ એમ જ કરશે. ફરી બંને પગોની વચ્ચેથી તેના બે ટુકડા કરી નાખવામાં આવશે. અને દજ્જાલ એ બંને ટુકડાઓની વચ્ચે ઉભો રહીને કહેશે :–"ઉઠ, ઉભો થા!" મુઅમિન જીવતો થઇને ઉભો થઈ જશે. દજ્જાલ તેને કહેશે :–"હવે તો મારા પર ઈમાન લાવશે ને?" તે જવાબ આપશે :– "હવે તો મને પક્કી ખાતરી થઈ ગઈ છે કે તું જૂઠો દજ્જાલ છે." ફરી તે મુઅમિન લોકોને સંબોધી કહેશે :–"હે લોકો! મારા પછી હવે એ કોઇને સતાવી ન શકશે." એ સાંભળી દજ્જાલ તેને ઝબ્હ કરી નાખવા માટે પકડી લેશે પણ ઝબ્હ ન કરી શકશે. કેમકે ખુદાની કુદરતથી તે મુઅમિનની આખી ગરદન તાંબાની બની જશે (જ્યારે ઝબ્હ ન કરી શકશે) તો તેના હાથ પગ પકડીને તેને પોતાની દોઝખમાં નાખી દેશે. લોકો એમ સમજશે કે તેને દોઝખમાં નાખી દીધો પણ ખરૂં જોતાં તેને જન્નતમાં નાખી દીધો હશે.

ત્યાર બાદ અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :–આ મુઅમિન અલ્લાહ કને સૌથી વધુ માન ભરેલી શહાદત મેળવનારો હશે." (મુસ્લિમ)

દજ્જાલ મક્કામાં પ્રવેશી ન શકશે. જેમકે હઝરત અનસ (રદી.)ની રિવાયતમાં છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :–"કોઈ શહેર એવું ન હશે જ્યાં દજ્જાલ ન પહોંચશે. સિવાય મક્કા અને મદીનાના."

(બુખારી, મુસ્લિમ)

એનાથી માલમ પડે છે કે બેશુમાર ઇન્સાનો દજ્જાલના ફિત્નામાં સપડાઈ જશે. અમુક રિવાયતોમાં લોકો મોટી સંખ્યામાં તેના ઉપર ઈમાન લઈ આવશે તેનું પણ ખાસ વર્ણન થયું છે. જેમકે મુસ્લિમની એક રિવાયતમાં છે કે :–

"દજ્જાલ પૂર્વની એક સર ઝમીનમાંથી નિકળશે જેને ખુરાસાન * કહે છે. અસંખ્ય એવી કવમો તેની તાબેદારી સ્વિકારી લેશે. જેઓના ચેહરાઓ પડ પર પડ ચઢાવેલી ઢાલો પેઠે હશે."

અર્થાત : તેઓના ચેહરા લાંબા અને ચોડા હશે. હાફિઝ ઈબ્ને હજરે (રહ.) અબૂ નઈમની પ્રખ્યાત કિતાબ "હુલ્યહ"ના હવાલાથી ટાંકયું છે કે હઝરત હસ્સાન બિન અતિય્યા તાબિઈ (રહ.) ફરમાવતા હતા કે :—

"બાર હઝાર પુરૂષો અને સાત હઝાર અવરતો સિવાય [ દુન્યાના ] બધા ઈન્સાનો તેના તાબેદાર બની જશે. અને તેની ખુદાઈનો સ્વિકાર કરી લેશે."

( જુઓ ફત્હુલ બારીમાં દજ્જાલનું વર્ણન )

## તો હું દજ્જાલનો મુકાબલો કરીશ

હઝરત નવાસ બિન સમઆન (રદી.) ફરમાવે છે કે એક વેળા દજ્જાલનું વર્ણન કરતાં હુઝૂરે (સલ.) ફરમાવ્યું કે :—

"અગર મારી મવજૂદગીમાં દજ્જાલ નિકળી આવ્યો તો હું તેનો મુકાબલો કરીશ. [ તમારે ગભરાવાની ઝુરૂરત નથી ] પણ જો એવા સમયે નિકળે કે હું તમારી વચ્ચે મવજૂદ ન હોઉં તો તમારામાંથી દરેક માણસ દજ્જાલનો મુકાબલો કરનારો હોવો જોઈએ. મારા પછી અલ્લાહ દરેક મુસલમાનનો રક્ષક છે. [ દજ્જાલની ઓળખ એ છે કે ] તે યકીનન જવાન હશે. વાંકડીયા વાળવાળો હશે. તેની એક આંખ ઉપસેલી

* મુલ્લા અલી કારી લખે છે કે લાંબા ચોડા ચેહરાવાળા લોકો અઝબેકો અને તુર્કોમાં જોવામાં આવે છે. અત્યારે ખુરાસાનમાં તેઓનો વુજૂદ નથી. શકય છે કે તે સમયે ખુરાસાનમાં મવજૂદ હોય. અથવા પોતાના દેશમાંથી આવી દજ્જાલની સાથે થઈ જાય.

હશે. મારી ધારણા મૂજબ તેની મુખાકૃતિ અબ્દુલ ઉઝઝા બિન કુત્નને મળતી હશે. તમારામાંથી જે માણસ તેને જોઈ લે તેને જોઇએ કે સૂરએ કહફની શરૂઆતની આયતો પઢી લે. આ આયતોનું પઢવું તેના ફિત્નાઓથી બચાવનારૂં સાબિત થશે. બેશક તે શામ અને ઇરાકની વચ્ચે આવેલા એક રસ્તાથી નિકળશે. ફરી [ ત્યાંથી ] નિકળીને ડાબી જમણી [ ચો તરફ ] શહેરોમાં ઘણો જ ફસાદ અને ધમાલ મચાવી નાખશે. હે અલ્લાહના બંદાઓ ! તે વેળા મક્કમ રહેજો."

રાવી કહે છે કે અમે પૂછ્યું :–"યા રસૂલલ્લાહ ! તે કેટલા દિવસ ઝમીન પર જીવતો રહેશે ?" આપે ફરમાવ્યું :–"ચાલીસ દિવસ ઝમીન પર રહેવાની તેની મુદ્દત હશે. જેમાંનો એક દિવસ એક વરસ જેટલો લાંબો હશે. અને એક દિવસ એક મહીના જેટલો લાંબો હશે. અને એક દિવસ એક હફતા જેટલો લાંબો હશે. અને બાકીના દિવસો સામાન્ય દિવસો જેટલા જ લાંબા હશે."

રાવી કહે છે કે એ પછી અમે પૂછ્યું :–"યા રસૂલલ્લાહ ! જે દિવસ એક વરસ જેટલો લાંબો હશે તેમાં અમારે એક જ દિવસની નમાઝો પઢી લેવું બસ થશે કે ?"

આપે ફરમાવ્યું :–"નહિં, બલકે હિસાબ કરી લેજો, અને પોતાના સામાન્ય દિવસોના હિસાબ મૂજબ દરરોઝની પેઠે પાંચ નમાઝો પઢતા રહેજો.

રાવી કહે છે કે અમે પુનઃ સવાલ કર્યો :–દજ્જાલ કેટલી ઝડપથી ઝમીનની મુસાફરી કરશે ?"

આપે ફરમાવ્યું :–"જેવી રીતે પવન વાદળને ઝડપી ગતિએ હંકારી લઈ જાય છે તેટલી જ ઝડપથી દજ્જાલ પણ ઝમીન પર ફરી વળશે."

મતલબ એ છે કે ટુંક મુદ્દતમાં જ તે આખી ઝમીન પર ફરી વળી દુન્યાના લોકોને પોતાના ફિત્નામાં સપડાવી દેશે. ફરી દજ્જાલના આ ફિતનાનું વધુ સ્પષ્ટીકરણ કરતાં ફરમાવ્યું :–

"તે એક કવમની પાસે પહોંચશે અને કહેશે :—"હું તમારો ખુદા છું, મારા પર ઇમાન લઈ આવો!" તેઓ ઇમાન લઈ આવશે. જેથી તે [પોતે ખુદા છે એવું સાબિત કરી આપવા] આસમાનને વરસવાનો હુકમ આપશે. તો આકાશ પરથી વરસાદ વરસવા લાગશે. અને ઝમીનને ખેતીઓ ઉગાડવાનો હુકમ આપશે તો ખેતીઓ ઉગી નિકળશે. આ વરસાદ તથા ખેતીઓના કારણે તેઓના જાનવરો તેઓની આંખ આગળ એવી હાલતમાં હરવા ફરવા લાગશે કે તેઓની કમરો ખૂબ ઉંચી ઉંચી થઈ ગએલી હશે, અને દૂધના થનો ભરેલાં ભરેલાં હશે અને તેઓની એકદમ ઉપસી આવેલી હશે. ફરી દજ્જાલ એક બીજી કવમ પાસે પહોંચશે અને તેઓને પણ પોતાની ખુદાઈ સ્વિકારી લેવાનું આમંત્રણ આપશે. પરંતુ આ કવમ તેને ખુદા માનવાથી ઇન્કાર કરી દેશે. ત્યારે દજ્જાલ તેઓને છોડીને ચાલતો થઈ જશે. પણ આ કવમ આકરી કસોટીમાં આવી પડશે. તેઓની ખેતીવાડી નાશ પામશે. વરસાદ પણ મવકૂફ થઈ જશે અને તેઓની પાસે પોતાના માલમાંથી કશું બાકી રહેવા પામશે નહિં. દજ્જાલ તેઓની સુકાઇને વેરાન બની ગએલી ભૂમી પાસેથી પસાર થતાં કહેશે :—"હે ઝમીન! તું પોતાની અંદર છુપાએલા ખઝાના ઓકી કાઢ!" ત્યારે ઝમીનના ખઝાના એવી રીતે દજ્જાલની પાછળ થઈ જશે જેમ મધમાખીઓ પોતાની રાણીની પાછળ પાછળ થઈ જાય છે. ત્યાર બાદ દજ્જાલ એક એવા માણસને બોલાવશે જેનું બદન જવાનીના કારણે ખૂબ ભરાવદાર હશે. દજ્જાલ પોતાની તલવારથી તેના બે ટુકડા કરી નાખશે. અને બંને ટુકડાઓને દૂર દૂર ફેંકી દેશે. એ બંને ટુકડા એક બીજાથી એટલા બધા દૂર થઈ પડશે જેમ તીર પોતાની કમાનમાંથી નિકળીને દૂર જાય છે. ફરી તે બંને

ટુકડાઓને રાડ પાડીને પોતાની પાસે બોલાવશે. ત્યારે તે [જવાન પુનઃ સજીવન થઈ] હસતો રમતો તેની પાસે આવી લાગશે.

દજ્જાલ એજ હાલતમાં હશે એટલામાં અચાનક અલ્લાહ તઆલા હઝરત ઈસા (અલૈ.)ને આસમાન પરથી મોકલી દેશે. તેઓ દમિશ્ક શહેરની પૂર્વ દિશા તરફના એક સફેદ મીનારાની પાસે બે પીળાં વસ્ત્રો પહેરી બે ફરિશતાઓની પાંખો પર હાથ ટેકવીને * ઉતરશે. જ્યારે તેઓ શીર ઝુકાવશે તો તેમનો પરસેવો ટપકશે. અને જ્યારે શીર ઉઠાવશે તો તેનાથી મોતીઓના દાણા પેઠે પરસેવાના નૂરાની ટીપાં ટપકશે. જાણે ચાંદીના બનાવેલા દાણા હોય!

* આગળ ઉપર લખી ચુકયા છીએ કે નમાઝ ઉભી થવા લાગશે એટલામાં આકાશ પરથી હઝરત ઈસા (અલૈ.)ની પધરામણી થશે. તેઓ ઉતરીને નમાઝ પઢાવશે. એ મુસ્લિમની રિવાયતમાં હતું. હવે મુસ્લિમની જ બીજી એક રિવાયતમાં છે કે જ્યારે હઝરત ઇસા (અલૈ.) આસમાન પરથી ઉતરશે તો તે સમયના જે અમીરૂલ મુઅમિનીન હશે તેઓ હઝરત ઇસા (અલૈ.)ને નમાઝ પઢાવવાની વિનંતી કરશે. પણ તેઓ ઇન્કાર કરી દેશે અને ફરમાવશે :—"તમે જ નમાઝ પઢાવો. તમે આપસમાં એક બીજાના અમીર છો. અલ્લાહે આ ઉમ્મત (હઝરત મુહમ્મદ (સલ.)ની ઉમ્મત)નો દરજ્જો ઘણો બુલંદ કર્યો છે." આ બંને હદીસોના કારણે ઉમ્મતના આલિમો પરસ્પર મતભેદ ધરાવે છે કે હઝરત ઇસા (અલૈ.) નમાઝ પઢાવશે યા ઇમામ મેહદી (અલૈ.) નમાઝ પઢાવશે? શરહે અકાઈદના લેખક એવો મત દર્શાવે છે કે હઝરત ઇસા (અલૈ.) જ ઇમામ બનશે. અને ઈમામ મેહદી તેમની પાછળ નમાઝ પઢશે. આ કિતાબના ઉર્દૂ સંપાદકનો પણ એજ મત છે. કેમકે પહેલી રિવાયતમાં હઝરત ઇસા (અલૈ.)ના ઇમામ બનવાની ચોખવટ થએલી છે. અને આમ બંને રિવાયતો ભેગી થઈ જાય છે કે પ્રથમ હઝરત ઈસા (અલૈ.) નમાઝ પઢાવવાથી ઇન્કાર કરી દેશે અને ફરી ઉમ્મતે મુહમ્મદીનો બુલંદ મરતબો ઝાહિર કરી બીજી વિનંતી પર નમાઝ પઢાવી દેશે.

હઝરત ઈસા (અલૈ.)ના શ્વાસમાં એવી તાસીર હશે કે એ શ્વાસ જે કાફિર સુધી પહોંચશે તે મરી જશે. અને એ શ્વાસ ત્યાંસુધી પહોંચશે જયાંસુધી કે તેમની નઝર પહોંચશે. તેઓ આસમાન પરથી ઉતરીને દજ્જાલને શોધશે. અને તેને "બાએ લદ" * ની નઝદીક પકડી પાડીને કત્લ કરી નાખશે. ફરી તેઓ એવા લોકો પાસે પહોંચશે જેઓને અલ્લાહ તઆલાએ દજ્જાલના ફિત્નાથી બચાવી લીધેલા હશે, હઝરત ઈસા (અલૈ.) તેઓના ચહેરાઓ પર [ તબર્રુક તરીકે ] હાથ ફેરવશે. અને તેઓને જન્નતના બુલંદ દરજાઓની ખૂશ ખબરી આપશે." (મુસ્લિમ)

હઝરત શાહ સાહબ દહેલવી (રહ.) લખે છે કે:—

"મુસલમાન લોકો દજ્જાલને કત્લ કરવા બાદ તેના લશ્કરને કત્લ કરવાનું શુરૂ કરશે. એ લશકરમાં જેટલા યહૂદીઓ હશે તેઓમાંથી એકને પણ કયાંયે ઝમીન પર આસરો ન મળશે. અહિં સુધી કે અગર કોઈ યહૂદી કોઈ ઝાડ યા પત્થરની પાછળ સંતાઈ જશે તો તે ઝાડ અને પત્થર પણ ચુગલી ખાશે અને બુમ પાડીને મુસલમાનોને કહેશે કે:—"ફલાણો યહૂદી મારી પાછળ સંતાયો છે એને કત્લ કરી દે."

હદીસમાં એ ઘટનાનું આ પ્રમાણે વર્ણન થયું છે કે:—

"કયામત ત્યાંસુધી ન આવશે જયાંસુધી કે યહૂદીઓ સાથે મુસલમાનોની જંગ ન થઈ જાય. જંગ થશે અને મુસલમાન લોકો યહૂદીઓને કત્લ કરી નાખશે. અહિં સુધી કે કોઈ યહૂદી કોઈ ઝાડ યા પત્થરની પાછળ સંતાઈ જશે તો તે ઝાડ અને પત્થર પણ કહી દેશે કે:—"હે મુસલમાન! આવ મારી

* "બાએ લદ" શામમાં એક પહાડનું નામ છે. અમુક આલિમોના મત મૂજબ બૈતુલ-મુકદ્દસની પાસે એક વસ્તીનું નામ છે.

પાછળ યહૂદી સંતાયો છે એને કતલ કરી નાખ!'' કેવળ ગરકદના ઝાડ સિવાય. કેમકે ગરકદ એ યહૂદીઓનું ઝાડ છે."

(મુસ્લિમ)

મઝાહિરે હકના લેખક લખે છે કે :—ગરકદ એક કાંટાળા ઝાડનું નામ છે. અને એ ઝાડને યહૂદીઓના ઝાડ તરીકે વર્ણવ્યું છે. તો યહૂદીઓ સાથે એ ઝાડને કંઈ ચોક્કસ સંબંધ હશે. જેનો ઇલ્મ અલ્લાહ સિવાય કોઇને નથી. આગળ લખ્યું છે: આ તે સમય હશે જ્યારે કે દજ્જાલ નિકળી આવશે અને યહૂદીઓ તેની પાછળ થઈ જશે અને મુસલમાન લોકો તેઓ સાથે લડાઈ કરશે.

## ઈમામ મેહદીની વફાત અને હઝરત ઈસા (અલૈ.)ની સરદારી

અબૂ દાઉદની એક રિવાયતમાં આપણે વાંચી ચુકયા છીએ કે હઝરત ઈમામ મેહદી (અલૈ.) ખલીફા થવા બાદ સાત વરસ સુધી જીવતા રહી વફાત પામશે. ત્યારે મિશકાતમાં હઝરત અબૂ સઈદ (રદી.)ની એક રિવાયતમાં શંકા સાથે આ પ્રમાણે છે કે :—

"મિહદી એજ ઈન્સાફ અને આબાદીની હાલતમાં સાત અથવા આઠ અથવા નવ વરસ સુધી જીવતા રહેશે."

શકય છે કે રાવીની ભૂલ થઈ હોય. અને ખરૂં યાદ ન રહેવાના કારણે શંકા સાથે ઉપર મૂજબ નકલ કરી દીધું હોય. હઝરત શાહ સાહબ દહેલવીએ (રહ.) આ બંને રિવાયતોને ભેગી કરીને લખ્યું છે કે ઇમામ મેહદી (અલૈ.)ના શાસન કાળમાં સાત વરસ શાંતિ અને નચિંતાઈ રહેશે. આઠમું વરસ દજ્જાલ સાથે લડવા ભીડવામાં પસાર થશે. અને નવમું વરસ હઝરત ઈસા (અલૈ.) સાથે પસાર થશે. ફરી વફાત પામી જશે. હઝરત ઈસા (અલૈ.) તેમના જનાઝાની નમાઝ પઢાવી દફન કરી દેશે. વધુમાં હઝરત શાહ સાહેબ (રહ.) ઉમેરે છે :—"ત્યાર બાદ બધા

કામોની વ્યવસ્થા હઝરત ઈસા (અલૈ.) ઉપાડી લેશે. અને દુન્યામાં ચારે કોર શાંતિ તથા સલામતીનું વાતાવરણ પ્રસરી જશે."

## યઅજૂજ મઅજૂજનું નિકળવું:

મુસ્લિમ શરીફમાં દજ્જાલના કત્લ થવા બાદ અને હઝરત ઈસા (અલૈ.)ના, લોકો પાસે જઈ તેઓના ચેહરાઓ પર હાથ ફેરવવા બાદ યઅજૂજ મઅજૂજના નિકળવાનું વર્ણન આલેખાએલું છે. તેનો ખુલ્લાસો આ પ્રમાણે છે કે હઝરત નબીએ કરીમે (સલ.) ફરમાવ્યું :–"હઝરત ઈસા (અલૈ.) એજ હાલત [ એટલે દજ્જાલને કત્લ કરવા બાદ લોકોને વ્યવસ્થિત કરવાના કામ ]માં લાગેલા હશે ત્યાં તો અલ્લાહ તઆલા તેમના પર વહી મોકલશે કે :–

"બેશક (હવે) હું મારા એવા બંદાઓને કાઢનાર છું જેઓ સાથે લડવાની કોઈનામાં તાકત નથી. માટે તમે મારા મુઅમિન બંદાઓને તૂર પર લઈ જઇને સુરક્ષિત કરી દો."

(હઝરત ઈસા (અલૈ.) મુસલમાનોને લઇને કોહેતૂર પર ચાલ્યા જશે. અને ત્યાર બાદ) અલ્લાહ તઆલા યઅજૂજ મઅજૂજની કવમને મોકલી દેશે. તેઓ દરેક બુલંદી પરથી ઝડપી ગતિએ દોડતા દોડતા દુન્યામાં ફેલાઈ જશે. [ તેઓ એટલી મોટી સંખ્યામાં હશે કે ] જ્યારે તેઓનું પહેલું ટોળું "તબરિયા" * નામના તળાવ પાસે પહોંચશે તો તેનું બધું પાણી પી જશે. અને તેને એટલું બધું સુકવી નાખશે કે જ્યારે પાછળ આવનારા લોકો ત્યાં પહોંચશે તો કહેશે :–"ઝુરૂર કદિ કોઈ ઝમાનામાં આ તળાવમાં પાણી હશે." ત્યાર બાદ ચાલતાં ચાલતાં તેઓ "ખમર" નામના પહાડ સુધી પહોંચી જશે. અહિં પહોંચી તેઓ કહેશે :–"ઝમીનવાળાઓને તો આપણે પતાવી નાખ્યા, ચાલો હવે

* મિરકાતના કર્તા લખે છે કે તબરિયા શામમાં એક જગાનું નામ છે. જ્યારે કામૂસના લેખકે જણાવ્યું છે કે એ તળાવ "વાસ્તા" નામના શહેરમાં છે જે તળાવનો હદીસોમાં ઉલ્લખ થયો છે તે દસ માઇલ લાંબું છે.

આસમાનવાળાઓને કત્લ કરી નાખીએ." આમ કહી તેઓ આસમાન તરફ તીરો ફેંકશે. આ તીરોને અલ્લાહ તઆલા પોતાની કુદરતથી લોહીમાં ખરડીને પાછા ફેરવી દેશે.

(યઅજૂજ મઅજૂજની કવમ ઝમીન પર કત્લ, ખૂનરેઝી અને લુંટમાર મચાવતા હશે) અને અલ્લાહના નબી હઝરત ઈસા (અલૈ.) પોતાના સાથીઓ સાથે પરેશાનીની હાલતમાં ઘેરાએલા હશે. અહિં સુધી કે ઘેરાઈ ગયા હોવાના કારણે તેઓ એટલા બધા હાજતમંદ બની જશે કે તેઓમાંથી એક શખ્સ માટે બળદની મૂંડી, તમારામાંથી કોઈની પાસે સો દીનાર હોય તેના કરતાં પણ વધુ કીમતી થઈ પડશે. (આ પરેશાની દૂર કરવા માટે) અલ્લાહ તઆલાના નબી હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીઓ અલ્લાહની બારગાહમાં કાકલુદીઓ કરશે અને યઅજૂજ મઅજૂજના વિનાશ માટે દુઆઓ માગશે. ફરી અલ્લાહ તઆલા "નગફ" નામની એક બીમારી જે બકરાં અને ઊંટના નાકમાં થાય છે—ને યઅજૂજ મઅજૂજ પર મોકલી દેશે. આ બીમારી તેઓની ગરદનોમાં ઉગી નિકળશે. અને જોતજોતામાં તેઓ બધા એકી વેળા એવી રીતે મરી જશે જાણે એક જ માણસ મરી ગયો હોય. અને બધા એવી હાલતમાં પડેલા હશે જાણે કોઈ વાઘે તેઓને ફાડી ખાધા હોય. તેઓના મરવા બાદ અલ્લાહના નબી હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીઓ કોહેતૂર પરથી ઉતરીને ઝમીન પર આવશે. અને ઝમીન પર એક વેંત જેટલી પણ એવી જગા ન જોશે કે જે મરણ પામેલાઓની ચરબી તથા દુર્ગંધથી ખાલી હોય. જેથી અલ્લાહના નબી ઈસા અને તેમના સાથીઓ અલ્લાહની બારગાહમાં કાકલુદીઓ કરીને દુઆ માગશે:—"ખુદાયા! મરેલાઓની ચરબી તથા દુર્ગંધથી અમને રક્ષણ આપ!" ત્યારે અલ્લાહ તઆલા ઊંટોની લાંબી લાંબી ગરદનો જેવાં મોટાં મોટાં પક્ષીઓને મોકલી આપશે. આ પક્ષીઓ યઅજૂજ મઅજૂજની લાશોને ઉપાડી અલ્લાહ જ્યાં ચાહશે ત્યાં ફેંકી જશે. ફરી વરસાદ વરસશે. જેનાથી કોઈ તંબૂ ન બચશે. આ વરસાદ આખી

ઝમીનને ધોઇને આઈના પેઠે અજવાળી મૂકશે. અને ઈસા (અલૈ.) તથા તેમના સાથીઓ શાન્તિથી ઝમીન પર રહેવા લાગશે. ફરી તેઓ પર અલ્લાહના મોટા ફઝલો કરમ ઉતરશે. અને તેઓ માટે અલ્લાહ તરફથી ઝમીનને હુકમ આપવામાં આવશે કે પોતાના ફળો ઉગાડી દે. અને પોતાની બરકત પાછી આપી દે! ફરી ઝમીન પુષ્કળ ફળો પયદા કરશે. અને પોતાની બરકતો બાહર કાઢી નાખશે. પરિણામ એ નિકળશે કે એક જમાઅત એક જ અનારને ખાયા કરશે. [ કેમકે અનાર ઘણું જ મોટું હશે. ] અને અનારના છોલટાંની છત્રી બનાવી ઓઢયા કરશે. અને દૂધમાં પણ પુષ્કળ બરકત મૂકવામાં આવશે. અહિં સુધી કે એક ઊંટણીનું દૂધ એક બહુ જ મોટી જમાઅતનું પેટ ભરવા કાફી નિવડશે. અને એક ગાયનું દૂધ એક મોટા કબીલા માટે તથા એક બકરીનું દૂધ એક ન્હાના કબીલા માટે બસ થઈ પડશે.

મુસલમાન લોકો એજ એશ આરામ અને ખેરો બરકતનું જીવન ગુઝારી રહ્યા હશે ત્યાં તો કયામત બહુ જ નઝદીક આવી લાગશે. [ અને કયામત કાફિરો પર જ આવશે જેથી ] અચાનક અલ્લાહ તઆલા એક ખૂશગવાર અને મધુર વાયુને મોકલશે જે મુસલમાનોની બગલોનો સ્પર્શ કરી દરેક મુઅમિન મુસલમાનની રૂહ કબ્ઝ કરી લેશે. અને દુન્યામાં બદતરીન માણસો રહી જશે. જેઓ [ બે-હયાઇના કારણે ] ગધેડાઓ પેઠે ભર બઝારમાં અવરતો સાથે હરામખોરી કરશે. એવા જ લોકો પર કયામત આવી લાગશે.” (મુસ્લિમ)

તિરમિઝીની રિવાયતમાં એમ પણ છે કે યઅજૂજ મઅજૂજના તીર, કમાનો તથા બીજા હથિયારોને મુસલમાન લોકો સાત વરસ સુધી વાપરશે.

## હઝરત ઈસા (અલૈ.)ના ઝમાનામાં રૈયતની હાલત

ઉપરની રિવાયતથી માલમ પડી ચુકયું કે હઝરત ઈસા (અલૈ.)ના ઝમાનામાં ફળો, અનાજો અને દૂધમાં પુષ્કળ બરકત થશે. બીજી રિવાયતમાં છે કે હુઝૂરે ફરમાવ્યું :—

"હઝરત ઈસા (અલૈ) સાત વરસ સુધી જીવતા રહેશે અને [મુસલમાનો વચ્ચે આપસમાં એટલી બધી મુહબ્બત વધી જશે] કે બે આદમીઓ વચ્ચે ઝરા જેટલી પણ દુશમની ન હશે." (મુસ્લિમ)

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :–

"સોગંદ છે તે ઝાતના જેના કબ્ઝામાં મારો જીવ છે એવું અવશ્ય બનશે કે ઈબ્ને મરયમ [હઝરત ઈસા (અલૈ.)] તમારામાં ઉતરશે. જેઓ ઈન્સાફી હાકિમ હશે. [તેઓ આસમાન પરથી ઉતરી ઈસાઈઓના પૂજ્ય] ક્રોસને તોડી નાખશે. [એટલે ઈસાઈ ધર્મને નાબૂદ કરી દેશે] અને દીને મુહમ્મદીને બુલંદ કરી દેશે. અને સુવ્વરને કત્લ કરી નાખશે. [જેને ઈસાઈઓ હલાલ માલ સમજીને ખૂબ ખાય છે] અને જિઝયા [ટેક્સ]ને બંધ કરી દેશે."

એટલે તેમના રાજ્ય કાળમાં ગયર મુસ્લિમો પાસેથી જિઝયા લેવામાં ન આવશે. કેમકે તેઓ ઈસ્લામને ખૂબ ફેલાવશે. અહલે કિતાબ [યહૂદીઓ તથા નસારાઓ] તેમના પુનિત આગમન બાદ તેઓ પર ઈમાન લઈ આવશે. જેથી ટેક્સ આપનાર કોઈ બાકી ન રહેશે. બીજું કારણ શાયદ એ હોય કે તે ઝમાનામાં માલની રેલછેલ હશે જેથી ટેક્સ લેવાની પણ ઝુરૂરત ન રહેશે. જેમકે આગળ ઉપર આવી ગયું છે.

હુઝૂરે પુનઃ ફરમાવ્યું :–

"અને માલ વહાવી દેશે અહિં સુધી કે તેને કોઈ લેનારો પણ ન મળશે. [અને લોકોના દિલોમાં ઈસ્લામનું એટલું બધું માન વધી જશે કે] એક સિજદો આખી દુન્યા બલકે દુન્યાની તમામ વસ્તુઓથી બિહતર હશે."

ત્યાર બાદ હઝરત અબૂ હુરૈરહ (રદી.)એ ફરમાવ્યું કે :—"મારી રિવાયતની સત્યતાની ખાતરી કરવી હોય તો આ આયત પઢી લો :— **વઈમ મિન અહલિલ કિતાબે ઈલ્લા લયૂઅમેનન્ના બિહી કબ્લ મવતિહ.** અર્થ :—"અને કોઈ અહલે કિતાબ એવો નથી જે [ હઝરત ઈસા (અલૈ.)ના ઝમાનામાં ] મવતથી પહેલાં તેમના પર ઈમાન ન લાવે." (બુખારી, મુસ્લિમ)

મુસ્લિમની એક રિવાયતમાં છે કે હઝરત ઈસા (અલૈ.)ના ઝમાનામાં [ એટલો બધો માલ હશે અને આપસમાં એટલી બધી મુહબ્બત હશે ] કે ઊંટણીઓને એમ જ છોડી મૂકવામાં આવશે. તેઓ પાસેથી કોઈ પ્રકારની [ ખેતીવાડી, વેપાર, સવારી વગેરેની ] સેવા ન લેવામાં આવશે. [ ઊંટણીનું નામ કેવળ દાખલા તરીકે લેવામાં આવ્યું છે મતલબ એ છે કે ] માલ દવલત પુષ્કળ ઉભરાઈ પડશે. કમાવા માટે મિહનત કરવાની કે જાનવરોનો ઉપયોગ કરવાની કશી ઝુરૂરત ન પડશે. અને ખચિત તથા અવશ્ય દિલોમાંથી દુશમની જતી રહેશે. આપસમાં હસદ, અદાવત અને વેરઝેરની ભાવનાઓ બાકી ન રહેશે. અને લોકોને ઝુરૂર ઝુરૂર માલ તરફ બોલાવવામાં આવશે, પણ કોઈ તેને કુબૂલ કરનારો ન મળશે."

હઝરત ઈમામ મેહદી (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.)ના ઝમાનાની હાલત એ બંનેની હુકૂમતની મુદ્દતને મેળવવાથી માલમ પડે છે કે દુન્યામાં ૧૪ વરસ * એવાં વિતશે કે ચારે તરફ ઈસ્લામ જ ઈસ્લામ

* કેમકે હઝરત શાહ રફીઉદ્દીન (રહ.)ના કથન મૂજબ ઈમામ મેહદી (અલૈ.)ની હુકૂમત સાત વરસ સુધી રહેશે. અને સાત વરસ સુધી હઝરત ઈસા (અલૈ.)ની હુકૂમત પણ રહેશે. જેમાંનું એક વરસ બંનેની મવજૂદગીમાં વીતશે. અને એક વરસ દજ્જાલ સાથે લડવામાં પસાર થશે.

હશે. અને માલ દવલતની રેલછેલ હશે. આપસમાં મુહબ્બત તથા ભાઇચારો એટલો બધો વધી પડશે કે કોઇના દિલમાં રાઈના દાણા જેટલી દુશમની પણ ન હશે. હસદ, ઈર્ષા, અદેખાઈ અને વેરઝેરનું નામો નિશાન પણ બાકી ન રહેશે. શાયદ એજ ઝમાના વિષે હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે:—

"ઝમીન પર કોઈ માટીનું ઘર અને કોઈ તંબૂ એવો બાકી ન રહેશે જેમાં અલ્લાહ ઈસ્લામના કલેમાને દાખિલ ન કરી દે. [અને એ કલેમા દાખિલ કરવાનું એ રીતે બનશે] યા તો ખુદા ઈઝઝતવાળાઓને ઈઝઝત આપી ઈસ્લામનો કલેમા બુલંદ કરવાવાળા બનાવી દેશે [અને તેઓ રાઝી ખૂશીથી મુસલમાન બની જશે] અથવા ઝિલ્લતવાળાઓને ઝિલ્લત આપી દેશે કે જેથી તેઓ ઈસ્લામના કલેમા સામે [લાચારીથી] શીર ઝુકાવી દે." (અહમદ)

## હઝરત ઈસા (અલૈ.)ની વફાત

અગાઉ એક રિવાયતમાં આવી ચુક્યું છે કે હઝરત ઈસા (અલૈ.) આસમાન પરથી ઉતરીને સાત વરસ સુધી દુન્યામાં રહેશે. ફરી આ ફાની દુન્યાનો ત્યાગ કરી પરલોક તરફ સીધાવી જશે. અમુક રિવાયતોમાં છે કે હઝરત ઈસા (અલૈ.) શાદી પણ કરશે. અને તેમને અવલાદ પણ થશે. તેઓ વફાત બાદ હુઝૂર (સલ.)ની પવિત્ર કબ્ર પાસે જ દફન થશે. (મિશકાત)

હઝરત ઈસા (અલૈ.)ના દુન્યાથી કૂચ કરી જવા બાદ તેમની જગા કોણ સંભાળશે? એ વિષે બીજી હદીસોથી કંઈ જાણવાતું મળતું નથી.

* ખુદા જ બિહતર જાણે છે કે તેમની વફાત બાદ કોણ તેમનું સ્થાન લેશે. અલબત હદીસોથી આટલું અવશ્ય જાણવાનું મળે છે કે હઝરત ઇસા (અલૈ.) બાદ દીન કમઝોર થઈ જશે. જેમકે હાફિઝ ઇબ્ને હજરે (રહ.) સુનને ઇબ્ને માજહથી એક રિવાયત નકલ કરી છે કે:—

"ઇસ્લામ એવી રીતે મટી જશે જેમ કપડાંની કોર ધોવાતાં ધોવાતાં મટી જાય છે. અહિં સુધી કે કોઈ આટલું જાણનારૂં પણ બાકી ન રહેશે કે રોઝહ શું છે અને નમાઝ શું છે? હજ્જ શું છે અને સદકો શું છે? ઘરડાં સ્ત્રીઓ અને પુરૂષોની અમુક જમાઅતો બાકી રહી જશે જેઓ કહેશે કે અમે અમારા બાપ દાદાઓને લા ઇલાહા ઇલ્લલ્લાહનો કલેમા પઢતાં સાંભળ્યા હતાં જેથી અમે પણ તેને પઢી લઇએ છીએ. અમે એથી વધુ કશું જાણતાં નથી."

## કયામતની નઝદીકીની અમુક મોટી નિશાનીઓ

હઝરત ઇસા (અલૈ.) બાદ જહાલત વધતી જ જશે. અને બદ-દીની ફેલાતી જ જશે. અહિં સુધી કે અલ્લાહ! અલ્લાહ! કહેનારૂં પણ ઝમીન પર કોઈ બાકી ન રહેશે. અને છેક છેલ્લા દરજ્જાના ખરાબમાં

---

* હઝરત શાહ રફીઉદ્દીન દહેલવી (રહ.) લખે છે કે હઝરત ઈસા (અલૈ.)ની વફાત બાદ કહતાન નામના કબીલામાંથી જહજાહ નામનો એક શખ્સ હઝરત ઇસા (અલૈ.)ની જગા સંભાળશે. તે પણ ઇન્સાફી હશે. અને ઇન્સાફી માણસો પેઠે રાજ્ય કરશે. પરંતુ આ વાત ખરી નથી લાગતી કેમકે જહજાહ કહતાનમાંથી હશે, એવું સાબિત નથી થયું. બલકે ધારણા એવી છે કે હદીસોમાં જે કહતાની અને જહજાહનું વર્ણન થયું છે તે બંને અલગ અલગ હશે. હાફિઝ ઈબ્ને હજરે (રહ.) ફત્હુલ–બારીમાં એને જ અનુમોદન આપ્યું છે, વળી કહતાનના બાદશાહનું ન્યાયી હોવાનું પણ હદીસોમાં લખેલું નથી. બલકે હદીસના શબ્દો આ પ્રમાણે છે:—"તે પોતાની લાકડીથી લોકોને હાંકશે." લાકડીથી હાંકવાની મતલબ એ છે કે તે દુષ્ટ તથા અન્યાયી હશે. હાફિઝ ઈબ્ને હજરે તેના ઝાલિમ તથા ફાસિક હોવાની પણ ચોખવટ કરેલી છે.

ખરાબ માણસો દુન્યામાં રહી જશે. એવા જ લોકો પર કયામત આવી લાગશે. એ દરમ્યાન કયામતની અમુક મોટી નિશાનીઓ પણ ઝાહિર થઈ જશે. હદીસોમાં એ નિશાનીઓનું વર્ણન થયું છે જેમકે હઝરત હુઝૈફહ (રદી.)ની રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—"કયામત હરગિઝ ન આવશે જ્યાંસુધી કે તે આવવા પહેલાં તમે દસ નિશાનીઓ ન જોઈ લો. (૧) ધુમાડો. (૨) દજ્જાલ. (૩) દાબ્બતુલ અર્દ (૪) પશ્ચિમ તરફથી સૂરજ નિકળવું. (૫) હઝરત ઈસા (અલૈ.)ની આકાશ પરથી પધરામણી. (૬) યઅજૂજ મઅજૂજનું નિકળવું. (૭) (૮) (૯) લોકોનું ત્રણ સ્થળે ઝમીનમાં ધસી જવું. એક પૂર્વમાં, એક પશ્ચિમમાં અને એક અરબમાં. (૧૦) આ બધાથી છેલ્લે એક આગ યમન તરફથી નિકળશે જે લોકોને ઘેરીને તેઓના ઠેકાણે [મૃત્યુ સ્થાને] પહોંચાડી દેશે. બીજી એક હદીસમાં દસમી નિશાની તરીકે આગને બદલે એમ ફરમાવ્યું છે કે એક હવા નિકળશે જે લોકોને સમુદ્રમાં નાખી દેશે. (મિશકાત)

ઉપરોક્ત હદીસમાં જે દસ વાતોનું વર્ણન થયું છે તેમાંથી દજ્જાલ, યઅજૂજ મઅજૂજ અને હઝરત ઈસા (અલૈ.)નું વિસ્તૃત વર્ણન આગળ થઈ ચુકયું છે. બાકી વસ્તુઓનું અહિં સ્પષ્ટીકરણ કરીએ છીએ.

## ભયંકર ધુમાડો

આ હદીસમાં કયામતથી પહેલાં જે ધુમાડો પ્રકટવાનું લખ્યું છે તે વિષે મિશકાતની શર્હ લખનાર અલ્લામા તૈયિબી લખે છે: "એ તેજ ધુમાડો છે જેનો ઉલ્લેખ સૂરએ દુખાતની આ આયતમાં થએલો છે :—

**ફરતકિબ યવમ યઅતિસ સમાઅ બિદુખાનિમ મુબીન યગશન નાશ.**

"તો રાહ જુઓ તે દિવસની જ્યારે આસમાન ઝાહિર ધુમાડો લાવશે જે લોકો પર છવાઈ જશે."

પરંતુ એ વિષે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદી.) ફરમાવતા હતા કે: "આ આયતમાં કયામત નઝદીક આવતાં કોઈ નવા ધુમાડાને પ્રકટવાની ખબર આપવામાં નથી આવી બલકે એની મતલબ મક્કાના કુરૈશીઓ ભૂખથી એટલા બધા પરેશાન અને બહાવરા બની ગયા હતા કે ઝમીન અને આસમાનની વચ્ચે તેઓને ધુમાડા વગર કશું દેખાતું જ ન હતું. જો કે ધુમાડા જેવી કોઈ વસ્તુ ન હતી."

પરંતુ હઝરત હુઝૈફહ હઝરત ઇબ્ને મસઊદના એ કથન સાથે સંમત ન હતા તેઓ ફરમાવતા હતા કે: "આ આયતમાં કયામત નઝદીક આવતાં એક ધુમાડો ઝાહિર થવાની ખબર આપવામાં આવી છે. એનો ખુલાસો ખુદ હુઝૂરે (સલ.) ફરમાવ્યો છે. જ્યારે હુઝૂરને એ આયતની મતલબ પૂછવામાં આવી તો આપે ફરમાવ્યું કે:–

"એવો ધુમાડો હશે જે પૂર્વથી લઈ પશ્ચિમ સુધી ફેલાઈ જશે. અને ચાલીસ દિવસ સુધી રહેશે. આ ધુમાડાથી ઇમાનવાળાઓ સળેખમ જેવી તકલીફ અનુભવશે. અને કાફિર લોકો બેહોશ થઈ જશે." (મિરકાત)

## દાબ્બતુલ-અર્દ (ઝમીનનું જાનવર)

ઝમીનનું ચોપગું પ્રાણી જે ઝમીનમાંથી નિકળીને ઇમાનવાળાઓના કપાળ પર એક નૂરાની લીટી ખેંચી દેશે. અને કાફિરોની ગરદન યા નાક પર કાળો સિક્કો મારી દેશે. કુર્આન શરીફની સૂરએ નમલમાં એ જાનવરનો ઉલ્લેખ થયો છે, અલ્લાહ તઆલા ફરમાવે છે:–

**વઇઝા વકઅલ કવલુ અલયહિમ અખરજના લહુમ દાબ્બતમ મિનલ અર્દે તુકલ્લેમુહુમ અન-નન-નાસ કાનૂ બે આયાતિના લા યૂકેનૂન.**

"અને જ્યારે તેઓ પર કયામતનું વચન પુરૂં થવાનો વખત આવી લાગશે તો અમે તેઓ માટે ઝમીનમાંથી એક જાનવર કાઢીશું. ( એ

જાનવર) તેઓ સાથે વાત કરશે કે લોકો અમારી [ અલ્લાહની ] આયતો પર ઇમાન લાવતા ન હતા."

## એ જાનવર ક્યાંથી નિકળશે ?

હઝરત શાહ સાહબ (રહ.) લખે છે કે :–"જે દિવસે પશ્ચિમ તરફથી સૂરજ નિકળીને પાછો તેજ તરફ આથમી જશે તો તેના બીજા દિવસે મક્કા પાસે આવેલો સફા નામનો પહાડ ધરતીકંપથી ફાટી જશે. અને તેમાંથી એક અજીબ પ્રકારનું, અજીબ શકલવાળું જાનવર નિકળશે. તેનું મોઢું ઇન્સાનના મોઢા જેવું હશે. તેના પગો ઊંટના પગો જેવા હશે. તેની ગરદન ઘોડાની ગરદન જેવી હશે. તેનું પુંછડું ગાયના પુંછડાં જેવું હશે. તેના ખુર હરણના ખુર જેવા હશે. તેના શીંગડાં સાબરના શીંગડાં જેવા હશે. અને તેના હાથ વાંદરાના હાથ જેવા હશે."

વધુમાં હઝરત શાહ સાહબ ઉમેરે છે કે :–"તે જાનવર બહુ જ છટાદાર ભાષા અને આકર્ષક શૈલીમાં લોકો સાથે વાતચીત કરશે. તેના એક હાથમાં હઝરત મૂસા (અલૈ.)નો અસો હશે. અને બીજા હાથમાં હઝરત સુલૈમાન (અલૈ.)ની વીંટી હશે. તે એટલી બધી ઝડપથી બધા દેશોમાં ફરી વળશે કે કોઈ શોધનાર તેને શોધી ન શકશે, અને કોઈ નાસનાર તેનાથી નાસીને બચી ન શકશે. તે દરેક ઇન્સાન પર પોતાની નિશાની પાડી દેશે. દરેક મુઅમિનની પેશાની પર હઝરત મૂસા (અલૈ.)ના અસાથી એક લીટી ખેંચી દેશે જેના કારણે તેનો આખો ચેહરો નૂરાની તથા રોઅબદાર બની જશે. અને દરેક કાફિરની નાક અથવા ગરદન પર હઝરત સુલૈમાન (અલૈ.)ની વીંટીની છાપ મારી દેશે. જેના કારણે તેનો આખો ચેહરો કાળો બની જશે. [ અને મુઅમિન તથા કાફિર વચ્ચે દેખીતો ફરક પડી જશે ] અહિં સુધી કે અગર એક દસ્તરખાન પર અનેક જમાઅતો બેસી જાય તો મુઅમિન અને કાફિર અલગ અલગ ઓળખાઈ આવશે. આ કામથી નિવૃત થઈ તે જાનવર ગાઇબ થઈ જશે.

## પશ્ચિમ તરફથી સૂરજનું નિકળવું

હઝરત અબૂ ઝર (રદી.) ફરમાવે છે કે ખુદાના રસૂલે (સલ.) એક દિવસ મને સૂરજ આથમી જવા બાદ ફરમાવ્યું :–"તમે જાણો છો કે એ [ સૂરજ ] ક્યાં જાય છે?"

મેં વિનંતી કરી :–"અલ્લાહ અને તેના રસૂલ બિહતર જાણે છે." જે પર આપે ફરમાવ્યું :–

"બેશક એ ચાલતાં ચાલતાં અર્શની નીચે પહોંચી [ ખુદાને ] સિજદો કરે છે. અને [ નિત્યના ક્રમ મૂજબ પૂર્વ તરફથી ] ઉદય પામવાની રઝા માગે છે. તેને રઝા આપી દેવામાં આવે છે. અને એવું પણ બનનાર છે કે એક દિવસ એ સિજદો કરી લેશે પણ એનો સિજદો કુબૂલ ન થશે. તે [ પૂર્વ તરફથી નિકળવાની ] રઝા માગશે તો તેને રઝા પણ ન મળશે અને કહેવામાં આવશે કે જ્યાંથી આવ્યો છે ત્યાં જ પાછો ચાલ્યો જા. અને [ સૂરજ પાછો ફરીને ] પશ્ચિમ દિશા તરફથી ઉગશે."

પુનઃ ફરમાવ્યું :–"**વશ્શમ્સુ તજરી લેમુસતકરિંલ લહા**" [ યાસીન ] અર્થાત : "સૂરજ પોતાના ઠેકાણે પાછો જાય છે." એની એજ મતલબ નિકળે છે કે તે પોતાના નક્કી થએલા ઠેકાણે જઈ પૂર્વ તરફથી ઉગે છે. [ અને ફરમાવ્યું કે ] તેનું ઠેકાણું અર્શની નીચે છે."
(બુખારી, મુસ્લિમ)

આ હદીસ વગર બીજી હદીસોમાં પણ પશ્ચિમ તરફથી સૂરજ નિકળવાનો ઉલ્લેખ થએલો છે. જેમકે હઝરત સફવાન (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :–

"બેશક અલ્લાહ તઆલાએ પશ્ચિમમાં તૌબાનો એક દરવાઝો બનાવ્યો છે. જેની પહોળાઈ સિત્તેર વરસના વિસ્તાર જેટલી

છે. આ દરવાઝો ત્યાંસુધી બંધ ન થશે જ્યાંસુધી કે સૂરજ પશ્ચિમ તરફથી ન નિકળી આવે."

પુનઃ ફરમાવ્યું :—અલ્લાહ તઆલાના આ ઈરશાદનો એજ મતલબ છે કે :—

**યવમ યઅતી બઅદુ આયાતે રબ્બેકા લા યનફઉ નફસન ઈમાનુહા લમ તકુન આમનત મિન કબ્લુ અવ કસબત ફી ઈમાનિહા ખયરા. [અન્આમ]**

"જે દિવસે તારા રબની એક નિશાની આવી લાગશે [ તે દિવસે ] કોઈ એવા શખ્સનું ઈમાન તેના કામમાં ન આવશે જે અગાઉથી જ મુઅમિન ન હોય અથવા તેણે પોતાના ઈમાનમાં કંઈ નેક અમલ ન કર્યો હોય."

મતલબ એ છે કે જ્યારે સૂરજ પશ્ચિમ તરફથી નિકળી આવશે તો કોઈ કાફિરનું મુસલમાન બનવું પણ કામમાં ન આવશે. ન કોઈ મુસલમાનની તૌબા કુબૂલ કરવામાં આવશે.

બુખારી અને મુસ્લિમની એક હદીસમાં સ્પષ્ટ રીતે આ વાતનું વર્ણન થયું છે કે :—

"જ્યારે સૂરજને પશ્ચિમ તરફથી ઉગતો જોશે તો બધા જ મુસલમાન બની જશે. પણ તે વેળા કોઈનું ઈમાન યા કોઈની તૌબા કુબૂલ ન કરવામાં આવશે."

હઝરત અબૂ મૂસા (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"બેશક રાતે ખુદા પોતાના હાથ ફેલાવે છે કે જેથી દિવસના ગુનેહગાર લોકો તૌબા કરી લે. અને બેશક દિવસે ખુદા પોતાના હાથ ફેલાવે છે કે જેથી રાતના ગુનેહગાર લોકો તૌબા કરી લે. અહિં સુધી કે સૂરજ પશ્ચિમ તરફથી ન નિકળી આવે."

હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની રિવાયતમાં છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :—"પશ્ચિમ તરફથી સૂરજ નિકળવા પહેલાં જે કોઈ તૌબા કરશે તો ખુદા તેની તૌબા કુબૂલ કરી લેશે." (મુસ્લિમ)

ફત્હુલબારીમાં તબરાનીથી એક હદીસ નકલ કરવામાં આવી છે તેમાં જણાવ્યું છે કે :—"પશ્ચિમ તરફથી સૂરજ નિકળી આવવા બાદ કયામત સુધી કોઈનું ઈમાન અથવા તૌબા કુબૂલ કરવામાં ન આવશે."

હઝરત શાહ સાહબ દહેલવી (રહ.) લખે છે કે : "એક રાત એટલી બધી લાંબી થઈ જશે કે મુસાફિર લોકો ચાલતાં ચાલતાં ગભરાઈ જશે અને બાળકો સુતાં સુતાં કંટાળી જશે, અને જાનવરો જંગલમાં જવા માટે બરાડા પાડવા લાગશે. પરંતુ સૂરજ હરગિઝ નહિ નિકળશે. અહિં સુધી કે લોકો બીક અને ગભરાટના કારણે હયરાન પરેશાન થઈ જશે. અને રડવા કુટવા અને તૌબા તિલ્લા કરવા લાગશે. આ રાત ત્રણ ચાર રાતો જેટલી લાંબી હશે. અને લોકોના સખ્ત ગભરાટ વખતે ઝરાક જેટલી રવશની લઈને સૂરજ પશ્ચિમ તરફથી નિકળી આવશે. તેની રવશની એવી હશે જેમ ગ્રહણ વેળા ચાંદની રવશની હોય છે.
(કયામત નામા)

બયાનુલ–કુર્આનના કર્તા લખે છે કે દુર્રે મન્શૂરમાં એક રિવાયત નકલ થએલી છે કે જેમાં હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે :—"સૂરજ જ્યારે પશ્ચિમ તરફથી નિકળીને આસમાનની વચ્ચે પહોંચી જશે તો તરત ત્યાંથી પાછો ફરી જશે. અને પશ્ચિમમાં જ આથમીને નિયમ મૂજબ પૂર્વ તરફથી નિકળવા લાગશે."

ફત્હુલબારીમાં એક હદીસ નકલ કરવામાં આવી છે જેમાં હુઝૂરે (સલ.) ફરમાવ્યું છે કે :—"પશ્ચિમ તરફથી સૂરજ નિકળવા બાદ ઈન્સાનો બીજા એક સો વીસ વરસ સુધી જીવતા રહેશે. ત્યાર બાદ કયામત આવશે.

## ઝમીનનું ધસી જવું

હદીસમાં ખુલાસો કરવામાં આવ્યો છે કે ત્રણ સ્થળોએ લોકો ઝમીનમાં ધસી જશે. (૧) પૂર્વમાં. (૨) પશ્ચિમમાં. (૩) અને અરબમાં. હઝરત શાહ સાહબ લખે છે :–

"જે લોકો તકદીરને ખોટી ઠેરવતા હશે તેઓ પર આ અઝાબ નાઝિલ થશે. ખુદ હદીસમાં પણ એની ચોખવટ કરવામાં આવી છે. જેમકે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યું :–

"આ ઉમ્મત પર ઝમીનમાં ધસી જવાના અને સૂરતોના બગડી જવાના બનાવો બનશે. અને એ તકદીરને જૂઠલાવનારાઓ સાથે બનવા પામશે." (મિશકાત)

## યમનથી આગ નિકળશે

યમન તરફથી એક આગ નિકળશે અને લોકોને ઘેરીને મિહશર તરફ જશે.

મિરકાતના કર્તા લખે છે :–"અહિં મિહશરની મતલબ શામ [ સીરીયા ]ની ભૂમિ છે. કેમકે હદીસથી સાબિત છે કે શામની ભૂમિ પર સૂર ફુંકાવા બાદ હશ્ર કાયમ થશે. હઝરત શાહ સાહબ લખે છે :– "તે દિવસોમાં–જ્યારે કોઈ અલ્લાહ ! અલ્લાહ ! કહેનારો ઝમીન પર બાકી ન રહેશે–શામમાં શાંતિ પથરાએલી હશે. અનાજ પણ પુષ્કળ સસ્તું હશે. વેપારીઓ, કારીગરો, માલદારો સારાંશ કે દરેકે દરેક માણસ પોતપોતાના ઘરનો સરસામાન લાદી શામ તરફ રવાના થઈ જશે. શામના જે લોકો બીજા દેશોમાં ચાલ્યા ગયા હશે તેઓ પણ પુનઃ શામમાં આવીને વસવાટ કરવા લાગશે. થોડાક જ દિવસો બાદ એક મ્હોટી આગ દેખાવ દેશે. ત્યાર બાદ તે આગ ગાઈબ થઈ જશે. અમુક મુદ્દત બાદ લોકો પોતપોતાના વતન તરફ પાછા ચાલ્યા જશે. પરંતુ શામમાં ભરચક

આબાદી રહેશે. આ બનાવ કયામતની છેલ્લી નિશાની હશે. એના ત્રણ ચાર વરસ બાદ કયામત આવી લાગશે.

## સમુદ્રમાં ફેંકનારો પવન

મુસ્લિમની રિવાયતમાં કયામતની દસ નિશાનીઓમાંથી એક નિશાની એ પણ વર્ણવી છે કે એક પવન એવો ફુંકાશે જે લોકોને સમુદ્રમાં ફેંકી દેશે. એનો વધુ ખુલાસો કોઈ કિતાબમાં મારા જોવામાં આવ્યો નથી.

## કેવી હાલતમાં કયામત આવશે? અને તે વેળા લોકો કેવી હાલતમાં હશે?

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :–

"કયામત બદતરીન માણસો પર આવશે." (મુસ્લિમ)

હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે ખુદાના રસૂલે (સલ.) ફરમાવ્યું :–

"કયામત ત્યાંસુધી ન આવશે જ્યાંસુધી કે ઝમીન પર અલ્લાહ અલ્લાહ કહેવામાં આવશે."

બીજી રિવાયતમાં છે કે :–

"ઝમીન પર એક પણ માણસ અલ્લાહ અલ્લાહ કહેનારો બાકી હશે ત્યાંસુધી કયામત ન આવશે." (મુસ્લિમ)

અગાઉ ઉપર મુસ્લિમની એક રિવાયત ટાંકવામાં આવી હતી તેમાં દર્શાવ્યું હતું કે ખુદા અચાનક એક એવો વાયૂ મોકલાવી દેશે જે મુસલમાનોની બગલોનો સ્પર્શ કરી દરેક મુઅમિન મુસલમાનની રૂહ કબ્ઝ કરી લેશે. અને ઝમીન પર બદતરીન લોકો બાકી રહી જશે. તેઓ એટલા ગધા બે-હયા તથા નફ્ફટ હશે કે ગધેડાઓ પેઠે ભર બઝારમાં અવરતો સાથે હરામખોરી કરશે. એજ લોકો પર કયામત આવી લાગશે. હાફિઝ ઈબ્ને હજરે (રહ.) ફત્હુલબારીમાં તબરાનીથી

એક રિવાયત નકલ કરેલી જેમાં આ બે–હયાઇનો તાદ્રશ્ય ચિતાર રજૂ કરેલો છે. તે હદીસનો તરજૂમો આ પ્રમાણે છે :–

"કયામત ત્યાંસુધી ન આવશે જ્યાંસુધી કે એવું ન બને કે એક અવરત મરદોના ટોળા પાસેથી પસાર થવા લાગશે. તે ટોળામાંથી એક માણસ ઉભો થઇને તે અવરતને પકડી લેશે. અને ઘેટીની પુંછડી ઉઠાવવામાં આવે તે પ્રમાણે તે અવરતનું કપડું ઉઠાવી [ બધાની સામે ] તેની સાથે બદકારી કરશે. [એ જોઇ] તેઓમાંથી એક માણસ બોલશે :–"એને આ દીવારની પાછળ જ છુપાવી લેતે તો સારૂં થતે !"

પુનઃ નબી (સલ.)એ ફરમાવ્યું :–

"એ માણસ તેઓમાં એવો બુઝુર્ગ હશે જેમ તમારામાં અબૂ બક્ર અને ઉમર છે."

હઝરત આઇશિહ (રદી.)ની રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :–

"રાત અને દિવસનો ક્રમ ત્યાંસુધી ખતમ ન થશે જ્યાંસુધી કે લાત અને ઉઝઝાની પૂજા * ફરીવાર ન થવા લાગે."

હઝરત આઇશહ ફરમાવે છે કે મેં પૂછ્યું :–"યા રસૂલલ્લાહ ! જ્યારે અલ્લાહે આ આયત ઉતારી :–

**હુવલ્લઝી અરસલા રસૂલહૂ બિલ હુદા વ દીનિલ હક્કે લિયુઝહિરહૂ અલદ–દીને કુલ્લેહી વ લવ કરિહલ મુશરિકૂન.**

"તે અલ્લાહ એવો છે જેણે પોતાના રસૂલને હિદાયત અને સાચો માર્ગ આપીને મોકલ્યો છે કે જેથી તેને બધા ધર્મો પર વર્ચસ્વ આપી દે, ભલે કાફિર લોકો ખોટું લગાડે."

* લાત અને ઉઝઝા અરબના મૂર્તિપૂજક કાફિરોની બે મશહૂર મૂર્તિઓ હતી. મુસલમાન બનવા બાદ એ મૂર્તિઓની પૂજા બંધ થઇ ગઇ હતી. પરંતુ કયામત આવતાં એ મૂર્તિઓની પૂજા પુનઃ થવા લાગશે.

તો મેં એમજ માની લીધું હતું કે જે કંઈ આ આયતમાં ફરમાવવામાં આવ્યું છે તે થઈને જ રહેશે. ત્યારે આપ તો ફરમાવો છો કે લાત અને ઉઝઝાની પૂજા ફરીવાર શરૂ થઈ જશે! તો પછી ઉપરની આયતની શું મતલબ છે?"

હુઝૂરે (સલ.) જવાબમાં ફરમાવ્યું :–ખુદાની મરઝી હશે ત્યાં લગી આ [ઇસ્લામતું વર્ચસ્વ] કાયમ રહેશે. ફરી ખુદા એક સુમધુર વાયૂને મોકલી દેશે. જેના કારણે એવા દરેક મુઅમિન મુસલમાનની વફાત થઈ જશે જેના દિલમાં રાઇના દાણા જેટલું પણ ઇમાન હશે. ત્યાર બાદ માત્ર એવા જ માણસો દુન્યામાં રહી જશે જેઓમાં ઝરાક જેટલી પણ ભલાઈ ન હશે. જેથી તેઓ પોતાના બાપદાદાઓના ધર્મ તરફ પાછા વળી જશે."

(મુસ્લિમ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે (સલ.) ફરમાવ્યું :–

[દજ્જાલના કત્લ થઈ જવા બાદ] "સાત વરસ સુધી લોકો એવી હાલતમાં રહેશે કે બે આદમીઓ વચ્ચે ઝરા જેટલી પણ અદાવત ન હશે. ફરી શામ તરફથી એક ઠંડો વાયૂ આવશે જેના કારણે [બધા મુઅમિન મુસલમાનો ખત્મ થઈ જશે] ઝમીન પર કોઈ એવો માણસ બાકી રહેવા ન પામશે જેના દિલમાં રાઇના દાણા જેટલું પણ ઇમાન હોય. અને આ વાયૂના કારણે તેની રૂહ કબ્ઝ ન થઈ હોય. અહિં સુધી કે અગર તમારા [મુસલમાનો]માંથી કોઈ પહાડની અંદર

ગુફામાં ભરાઈ ગયો હશે તો તે વાયૂ ત્યાં પણ ઝુરૂર પહોંચી જશે. અને તેની રૂહને કબ્ઝ કરી લેશે." (મિશકાત)

પુનઃ ફરમાવ્યું :-

ત્યાર બાદ બદતરીન લોકો બાકી રહી જશે. જેઓ [ બુરાં કરતુતો અને ગુનાહિત કામો કરવા માટે ] હલકાં પક્ષીઓ પેઠે [ ઝડપથી ઉડનારા ] હશે. અને [ એક બીજાનું લોહી વહેવડાવવા તથા ખૂનો કરવામાં ] ફાડી ખાનારાં જંગલના વિકાળ જાનવરો જેવી આદતોવાળા હશે. ન ભલાઇને ઓળખનારા હશે, ન બુરાઇને સમજનારા હશે. તેઓની આ હાલત જોઇને શયતાન ઇન્સાનના રૂપમાં તેઓની પાસે આવીને કહેશે :-"અફસોસ! [ તમે કેવા છો? ] તમને શરમ નથી આવતી [ કે તમે પોતાના બાપદાદાના ધર્મને છોડી બેઠા છો? ] તેઓ કહેશે :-"તમે જ બતાવો કે હવે અમે શું કરીએ?" ત્યારે શયતાન તેઓને મૂર્તિ પૂજાની તઅલીમ આપશે. [ અને તેઓ મૂર્તિ પૂજા કરવા લાગશે. ] તેઓ એજ કામમાં પ્રવૃત્ત બની જશે. [ એટલે મૂર્તિ પૂજામાં લાગેલા હશે. ગુનાહો, શરારતો, બદકારીઓ અને ખૂનરેઝીઓના કામોમાં ઝડપભેર તરક્કી કરી રહ્યા હશે. ] તેઓને લખલુટ માલ દવલત મળી રહી હશે. અને તેઓ એશ આરામ ભરેલું જીવન ગુઝારી રહ્યા હશે, ફરી [ અમુક મુદ્દત બાદ ] સૂર ફુંકવામાં આવશે. જેને સાંભળી બધા ઇન્સાનો બેહોશ થઈ જશે. જે કોઈ પણ સૂરની ભયંકર અવાઝ સાંભળશે તે ભયનો માર્યો બહાવરો

બની એક તરફ ગરદન નમાવી દેશે. અને બીજી તરફ ઉઠાવી દેશે."

હુઝૂરે (સલ.) પુનઃ ફરમાવ્યું :—

"સૌથી પહેલાં જે શખ્સ સૂરની અવાઝ સાંભળશે તે એવો માણસ હશે જે પોતાના ઊંટોને પાણી પીવડાવવાનો હવઝ લીંપી રહ્યો હશે. એ માણસ સૂરની [ ભયાનક ] અવાઝ સાંભળી બેભાન બની જશે. અને ફરી બધા માણસો બેભાન થઈ પડશે. ત્યાર બાદ ખુદા એક વરસાદ મોકલાવશે. જે ઝાકળ જેવો હશે. તેના કારણે બધા ઈન્સાનો ઉગી નિકળશે. [ એટલે કબ્રોમાં માટીના બદન બની જશે. ] ફરી બીજી વાર સૂર ફુંકવામાં આવશે તો અચાનક બધા ઉભા થઈને જોતા રહી જશે." (મિશકાત)

બુખારી અને મુસ્લિમની એક હદીસમાં છે કે અલ્લાહના રસૂલે (સલ.) ફરમાવ્યું :—

"અલબત કયામત ઝુરૂર એવી હાલતમાં આવી લાવશે કે બે માણસોએ પોતાની સામે [ ગ્રાહક અને વેપારી તરીકે ] કપડું ખોલેલું હશે અને હજી તો ભાવ નક્કી પણ થયો ન હશે અને કપડું લપેટવા પણ ન પામશે ત્યાં તો કયામત આવી લાગશે."

પુનઃ ફરમાવ્યું :—

"અલબત કયામત ઝુરૂર એવી હાલતમાં આવી જશે કે ઈન્સાન પોતાનો હવઝ લીંપી રહ્યો હશે અને તેમાં પોતાના જાનવરને પાણી પણ પીવડાવવા પામ્યો ન હશે."

પુનઃ ફરમાવ્યું :-

"અને ખરેખર કયામત એવી હાલતમાં આવી જશે કે ઈન્સાન પોતાના મોઢા તરફ કોળીયો લઈ જશે અને તેને ખાવા પણ ન પામશે."

મતલબ એ છે કે જેવી રીતે આજે લોકો પોતપોતાના કારોબારમાં લાગેલા છે તેવીજ રીતે કયામત આવવાના દિવસે પણ બધા પોતપોતાના કામકાજમાં લાગેલા હશે એટલામાં અચાનક કયામત આવી જશે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે :-

**બલ તઅતીહિમ બગતતન ફતબહતુહુમ ફલા યસ્તતીઉન રદ્દહા વલા હુમ યુનઝરૂન.** (સૂરએ અમ્બિયા)

"બલકે કયાયત તેઓ પર અચાનક આવી પડશે. તેઓના હોશ ખાટા કરી દેશે. ફરી ન તેને હઠાવી શકશે અને ન તેઓને મુહલત આપવામાં આવશે."

તાત્પર્ય એ છે કે કયામતની નિશાનીઓ અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ મારફતે બંદાઓ સુધી પહોંચાડી દીધી છે. તેના આવવાનો ખરો સમય ખુદ પોતાના પ્યારા હબીબને પણ નહિં બતાવ્યો. અલબત ઇબ્ને માજહ અને મસ્નદે અહમદની રિવાયતમાં આટલું ઝુરૂર છે કે કયામત જુમ્આના દિવસે આવશે. એમ પણ ફરમાવ્યું કે તમામ માનવંતા ફરિસ્તાઓ, દરેક આસમાન, દરેક ઝમીન, દરેક હવા, દરેક પહાડ અને દરેક દરિયો ડરે છે કે કયાંક આજે જ કયામત ન આવી લાગે!

સારાંશ કે કયામતના ખરેખરા સમયની અલ્લાહ સિવાય કોઇને પણ ખબર નથી. અમુક માણસોએ અટકળથી કયામતના આવવાનો વખત બતાવી દીધો છે. પણ તે કેવળ અટકળ જ અટકળ છે.

જ્યારે લોકોએ ઉભય દુન્યાના સરદાર મુહમ્મદ (સલ.)ને કયામત આવવાનો વખત પૂછ્યો તો અલ્લાહ તરફથી હુકમ મળ્યો કે :–

**કુલ ઈન્નમા ઇલ્મુહા ઈન્દા રબ્બી લા યુજલ્લીહા લે વકતેહા ઈલ્લા હૂ સકુલત ફિસ્સમાવાતે વલ અર્દ લા તઅતીકુમ ઈલ્લા બગ્તહ.**

("હે રસૂલ!) તમે કહી દો કે એનો ઇલ્મ મારા પરવરદિગારને જ છે. તેજ તેના સમય પર તેને ઝાહિર કરી દેશે. તે આસમાનો અને ઝમીનો પર ભારે હશે. અચાનક જ તમારા પર આવી પહોંચશે."

અને આ અલ્લાહની મદદથી લખાએલી કિતાબની અંતિમ લીટીઓ છે. બધા યશોગાન એક માત્ર અલ્લાહ માટે થાઓ. અને તેના પ્યારા હબીબ (સલ.) પર, તેમની આલ અવલાદ અને અસહાબ પર અલ્લાહના દુરૂદ તથા સલામ.

પોટચેફસ્ટરૂમ —તમ્મત

તા. ૧૫–૧–૧૯૫૪

## અલ્લાહ શવક આપે તો ઈસ્લામી કિતાબો વાંચો.

આપે "રસૂલુલ્લાહની ભવિષ્યવાણીઓ" વાંચી લીધી. હવે એની સાથે

## "કિયામતનું મયદાન"

નામની કિતાબ પણ વાંચો જેમાં કુર્આન અને હદીસોની રવશનીમાં કિયામતના તમામ બનાવો સવિસ્તાર આલેખવામાં આવ્યાં છે.

### દાખલા રૂપે

ચાંદ સૂરજનું નિસ્તેજ બની જવું, આસમાન અને ઝમીનનું ટુકડે ટુકડા થઈ જવું, પહાડોનું રૂના પુમડાં પેઠે ઉડવું, તમામ પયગમ્બરોની પરેશાની, હુઝૂર (સલ.)ની શફાઅત, લોકોનું પોતાના સગાં વહાલાં અને ભાઈ બંધુઓથી નાસવું, હિસાબ અને કિતાબ, અલ્લાહના દરબારમાં ઉભા થવું, કાફિરો અને બનાવટી ખુદાઓની તુ તુ મેં મેં, લીડરો અને નેતાઓને બુરૂં ભલું કહેવું, નામએ આમાલને ખોટું ઠેરવવું, ફરિશ્તાઓને દુશમન કહેવું, હાથ પગ અને બીજા અવયવોની ગવાહી, પુલ સિરાત, મીઝાન, હવઝે કવસર, દીદારે ઈલાહી વગેરે વિષયો વિસ્તૃત ખેડાયા છે.

સરલ ભાષા, દિલ નશીન અંદાઝ, ગ્લેઝ કાગળો, સુંદર છપાઈ, આકર્ષક બાઇન્ડિંગ, મનહર જેકેટ, આજે જ મંગાવો.

